કબીરપંથ સમાજ સેવા ટ્રસ્ટ(પંચમહાલ, દાહોદ, મહીસાગર જીલ્લા)

દ્વારા પ્રકાશિત

# સદ્‌ગુરૂ કબીર સંદેશ

## (ત્રિમાસિક પત્રિકા)

॥ સત્યનામ ॥



દશમું વર્ષ - ૨૦૨૦, અંક - ૩૭

જાન્યુઆરી / ફેબ્રુઆરી / માર્ચ - ૨૦૨૦

વાર્ષિક લવાજમ*: રૂ. ૧૦૦/-

આજીવન લવાજમ રૂ.૨૫૦૦/-



કબીર પંથ સેવા ટ્રસ્ટ આયોજિત સાલીયા કબીર મંદિરે ચિંતન બેઠકમાં બેઠકના પ્રમુખશ્રી મહંતશ્રી ૧૦૮ મનહરદાસજી સાહેબ-અમદાવાદ, નું સ્વાગત ટ્રસ્ટના કાર્યકારી અધ્યક્ષશ્રી માનસિંહભાઇ ભાભોર (ગુરુજી) જણાય છે.

સાલીયા કબીર મંદિરે ચિંતન બેઠક માં મહંતશ્રી ૧૦૮ ઋષિકેશદાસજી સાહેબનું સ્વાગત કરતા ટ્રસ્ટના ઉપાધ્યક્ષ શ્રી જાલુભાઇ પારગી સાહેબ જણાય છે.





સાલીયા કબીર મંદિરે ચિંતન બેઠકમાં સત્સંગ માર્ગદર્શન સાંભળતા ભાવિક સંતો તથા ભક્તજનો જણાય છે.

॥ સત્યનામ ॥

**કબીર પંથ સમાજ સેવા ટ્રસ્ટ (પંચમહાલ - મહીસાગર - દાહોદ જિલ્લા) દ્વારા પ્રકાશિત**

# સદ્‌ગુરુ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા)-દીપોત્સવી વિશેષાંક

**વર્ષ નવમું અંક : ૩૭, જાન્યુઆરી - ફેબ્રુઆરી - માર્ચ - ૨૦૨૦**

**વાર્ષિક લવાજમ રૂા. ૧૦૦/- આજીવન સભ્ય રૂા. ૨૫૦૦/-**


નોંધ:
અનિવાર્ય કારણોસર
અંક મોડો પ્રકાશિત
થયો છે. દરગુજર કરશો
સંપાદક મંડળ

॥ સત્યનામ ॥

**-: સભ્ય ગ્રાહકમિત્રો માટે :-**

- સદ્‌ગુરૂ કબીર સંદેશ ત્રિમાસિક પત્રિકા છે જે દર ત્રણ મહિને પ્રગટ થશે.
- કોઇ પણ અંકથી સભ્ય - ગ્રાહક બની શકાશે.
- વાર્ષિક લવાજમ જ સ્વીકારવામાં આવશે.
- સભ્ય-ગ્રાહક મિત્રોએ સભ્ય બનવા માટે તાલુકા મુખ્ય સંયોજકશ્રીનો સંપર્ક સાધવો.
- સભ્ય ગ્રાહકમિત્રોએ પત્રવ્યવહારમાં પોતાનું પૂરેપૂરૂ સરનામું નોંધાવવાનું રહેશે. જેમાં પીન કોડ નંબર અવશ્ય લખવો.
- સદ્‌ગુરૂ કબીર સંદેશ અંક ઉપર સભ્ય ગ્રાહક નંબર લખવામાં આવશે જે નોંધી લેવાનો રહેશે.
- સભ્ય ગ્રાહક મિત્રોને અંક ન મળે તો તાલુકા મુખ્ય સંયોજકશ્રીને પ્રથમ જાણ કરવી.
- વિશેષ માહિતી માટે સંપાદકશ્રી / તંત્રીશ્રીને પત્રવ્યવહાર કરવાનો રહેશે.

**-: લેખક / કવિ મિત્રો માટે :-**

"સદ્‌ગુરૂ કબીર સંદેશ" બહુજન કલ્યાણકારી વિચારધારા પત્રિકા છે. તે ધ્યાનમાં રાખી ધાર્મિક અને સામાજિક જીવનને સ્પર્શતા લેખો, સદ્‌ગુરૂ સંત મહિમા, સદ્‌ગ્રંથાવલી, પર્વ માંગલ્ય, ઉત્સવ ઉજવણી, પૂર્ણિમા તથા અન્ય વ્રતોનું માહાત્મય, પ્રાસંગિક પર્વ, ઘટના, જુદા જુદા ધર્મસંસ્થાનો અને તીર્થ પરિચય અને તેનું મહત્વ, સુસંસ્કાર, બાલ સંસ્કાર, યુવા જાગૃતિ, મહિલા ઉત્કર્ષ, સંત ચરિત્ર, સંતોના જીવન પ્રેરક પ્રસંગો, દષ્ટાંત - બોધકથાઓ, મહાત્માઓના સત્સંગ વચનો, જુદા જુદા ધર્મ-પંથના ધાર્મિક ગ્રંથો, સ્થાપકોનો પરિચય, ધાર્મિક પ્રતિકો અને પૂજા પદ્ધતિ, આધ્યાત્મિક તત્વજ્ઞાન, ભજન, સાખી, ધૂન, રાષ્ટ્રપ્રેમ, રાષ્ટ્ર ચિંતન, વિસરાતો વારસો, વ્યસન મુક્તિ, આર્યુવેદિક ઉપચાર, જુદા જુદા આશ્રમો તથા સેવા એકમોની પ્રવૃત્તિઓ લખીને સંપાદકશ્રી / તંત્રીશ્રીને નીચેના સરનામે મોકલવા વિનંતી છે.

**ખાસ સૂચના :-**

લેખક / કવિ મિત્રોએ ભજન, સાખી, ધૂન, કવિતા, લેખ હાંસિયો પાડીને એક જ બાજુએ સુવાચ્ય અક્ષરે જોડણી દોષ રહિત લખવાનો રહેશે.

મૌલિક વિચારો - ચિંતનને પ્રાધાન્ય આપવું, અથવા કોઇ કૃતિમાંથી સંપાદન કર્યું હોય તો કૃતિ નામ અને પાન નંબર કૌંસમાં અવશ્ય લખવાનો રહેશે. કોઇ પણ લેખ સ્વીકારવો કે ન સ્વીકારવો કે ક્રમશ: લેવો તેનો સંપાદક મંડળને સંપૂર્ણ અધિકાર રહેશે. કોઇ પણ ધર્મ-મત-પંથ-ગુરૂગાદીની અવગણના કે આલોચનાત્મક લખાણ અસ્વીકાર્ય રહેશે. લેખકો / કવિઓના મંતવ્યો સાથે સંપાદક મંડળનું સહમત હોવું એ આવશ્યક નથી. કોઇ પણ લેખ/કૃતિ નીચેના સરનામે મોકલવાની રહેશે.


**-: સંપાદકશ્રી :-**
મહંત શ્રી છગનદાસજી સાહેબ (મો. ૯૬૬૪૯૫૯૧૦૨)
શ્રી કબીર મંદિર, મુ. પો. જેસાવાડા, તા. ગરબાડા, જિ. દાહોદ

**-: તંત્રી શ્રી :-**
શ્રી ભૂદેવભાઇ ડી. પરમાર (મો. ૮૪૬૯૬૯૮૪૪૩)
૭૦૯ અંબિકા નગર, ગોદી રોડ, દાહોદ, જિ. દાહોદ

॥ સત્યનામ ॥



## સંરક્ષક : કબીર પંથ સમાજ સેવા ટ્રસ્ટ (પંચમહાલ, મહીસાગર, દાહોદ જિલ્લા)





### તાલુકા સંયોજક (સભ્ય ગ્રાહક માટે સંપર્ક સુત્ર)

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | દાહોદ | - | શ્રીભરતભાઇ ડીંડોડ - દાહોદ | મો. ૯૪૨૬૫૭૬૧૫૮ |
| ૨. | ઝાલોદ | - | શ્રી પ્રેમજીભાઈ રાઠોડ-ચાકીસણા | મો. ૯૪૨૭૬૫૬૪૯૯ |
| ૩. | સંજેલી | - | શ્રી રમેશભાઈ ખાંટ-ધાવડી ફળિયા | મો. ૯૭૨૬૮૨૪૮૪૧ |
| ૪. | ફતેપુરા | - | શ્રી ચંદુભાઈ પરમાર-ભોજેલા | મો. ૯૯૨૫૨૧૫૫૧૮ |
| ૫. | સંતરામપુર | - | શ્રી પરસોતમભાઈ તાવીયાડ સાહેબ | મો. ૯૪૨૭૨૨૧૯૧૪ |
| ૬. | ગરબાડા | - | શ્રી વેચાતભાઈ પરમાર - બોરીઆલા | મો. ૯૬૮૭૪૪૯૫૯૩ |
| ૭. | મોરવા(હ) | - | શ્રી પ્રતાપસિંહ બારીયા સાહેબ-ખુદરા | મો. ૯૯૦૯૭૭૦૯૯૮ |
| ૮. | ગોધરા | - | શ્રી સાનતસિંહ પટેલ-ભામૈયા | મો. ૯૪૨૮૧૫૭૫૦૦ |
| ૯. | ઝાલોદ | - | શ્રી રમેશભાઈ ભાભોર-કદવાલ | મો. ૯૯૭૯૩૯૩૧૦૨ |
| ૧૦. | ધાનપુર | - | શ્રી દીપસિંહભઈ રાઠોડ-સીમામોઇ | મો. ૯૪૨૯૧૪૮૧૧૯ |
| ૧૧. | ગરબાડા | - | શ્રી નારાયણભાઈ સોલંકી-જેસાવાડા | મો. ૯૬૩૮૨૪૧૭૮૮ |
| ૧૨. | લીમખેડા | - | સંતશ્રી સ્નેહીદાસજી સાહેબ-પીપળી | મો. ૯૪૨૯૮૫૨૭૭૮ |
| ૧૩. | રણધીકપુર | - | મહંતશ્રી ચંદનદાસજી સાહેબ-રણધીકપુર | મો. ૯૯૦૯૮૫૦૮૫૪ |
| ૧૪. | સંતરામપુર | - | શ્રી સતીશભાઈ ગણાસવા-લીલવાસર | મો. ૯૯૦૯૪૫૫૯૨૪ |
| ૧૫. | ફતેપુરા | - | શ્રી દીનદયાળમાલ સાહેબ-ચીખલી | મો. ૯૯૭૮૯૧૭૫૨૯ |

॥ સત્યનામ ॥

# ટ્રસ્ટી મંડળ - કારોબારી સમિતિ

॥ સત્યનામ ॥

# સદ્‌ગુરૂ કબીર સંદેશ - અનુક્રમણિકા

॥ સત્યનામ ॥

# મંગલા ચરણ

નમ: સદગુરુ દેવાય નમો મંગલરુપિણે ।
નમ: સત્યસ્વરૂપાય કબીરાય નમોનમ: ।
શાન્તાકારમશેષ સદગુણ યુતે ચન્દ્રાવદાત પ્રભુમ્ ।
લોકાતીત મહોદયં સુખકરં જ્ઞાનૈકગમ્યં પ્રભૂમ્ ।
ધ્યાનેનાખિલ પાપં તાપં હરણં પ્રાજ્ઞે સમીપ્યં સદા ।
વન્દેહં કરુણાકરં ગુરુવરે કબીરમાનન્દમ્ ॥

શાંત સ્વરૂપ, સંપૂર્ણ સદગુણોથી યુક્ત, ચંદ્રમાની સમાન, નિર્મળકાંતિવાળા, સમગ્ર લોકોથી અધિક મહિમાવાળા, સુખકારી, જ્ઞાનમાત્રથી પ્રાપ્ત થવા યોગ્ય સર્વ સમર્થ, ધ્યાન ધરવાથી સમસ્ત પાપો અને તાપો હરણ કરવાવાળા, વિદ્યાનોથી સદાસ્તુતિ કરવા યોગ્ય, પરમ આનંદ આપનારા, કરુણાના સાગર એવા સદગુરુ કબીર સાહેબને વંદન-બંદગી કરું છું.

વંદના

બન્દૌ સત્ય કબીર કે ચરણ કમલ શિરનાય ।
તાસુ જ્ઞાન દિનકર નિકર ભ્રમ તજી દેત નશાય ॥
ભ્રમ છુડાય પથ વિકટમા નિકટ લખાયો રામ ।
તાસે સર્વારંભ મૈં કોટિ કોટિ પ્રણામ ॥
જિકે સપને હું ક્રોધ ઉર કબહુ ન હોત પ્રવેશ ।
મધુર વચન કહિ પ્રીતિયુ દેત સબહિ ઉપદેશ ॥
વેદશાસ્ત્ર અરુ ભાગવત ગીતા પઢે જુ કોય ।
તીન કાલ સંતુષ્ટ મન બિન ગુરુ કૃપા ન હોય ॥
ગુરુકી મહિમા અનન્ત હૈ કહ ન શકે શ્રુતિ શેષ ।
જિનકે કૃપા કટાક્ષસે રંકહુ હોત નરેશ ॥

॥ સત્યનામ ॥

# સંપાદકીય

વિશ્વ વંદનીય, સંત સમ્રાટ, સમભાવી સંદેશક અને ઉપદેશક સદગુરુ કબીર સાહેબની અસીમ કૃપા તથા ક્ષેત્રીય સ્થાનધારી મહંત સાહેબો, સંતો, મહાપુરુષોની પ્રેરણા તેમજ આપ સૌના સહિયારા પ્રયાસથી " સદગુરુ કબીર સંદેશ " (ત્રિમાસિક પત્રિકા) દશમા વર્ષનો ક્રમિક સાડત્રીસમો અંક પ્રકાશિત કરતાં આનંદ અને ગૌરવની લાગણી અનુભવીએ છીએ.

સદગુરુ કબીર સાહેબના પ્રાગટ્ય દર્શનમાં બાવન કસની મહત્વનું મુખ્ય સ્થાન છે. બાદશાહ સિકંદર લોદીના ગુરુ-પીર શેખતકીએ સદગુરુ કબીર સાહેબની બાવન રીતે પરીક્ષા લીધી. આ પરીક્ષાઓને જ બાવન કસની નામ આપવામાં આવ્યું છે. કબીરપંથના પ્રત્યેક કબીરપંથી સંતો-ભકતોને બાવન કસની માહિતી જ્ઞાન મળી રહે તે માટે સદગુરુ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા) દ્વારા અંક-૩૭ થી ક્રમિક આઠ આઠે કસની ચિત્ર સહિત સંકલન કરીને પ્રસ્તુત કરવાનો સંપાદક મંડળે વિચાર કર્યો છે જેથી ચાલુ અંકથી આઠ કસનીનું વર્ણન આપ સમક્ષ રજૂ કર્યુ છે ?

સદગુરુ કબીર વિચારધારા એ સદભાવનાનું આદર્શ પ્રતિક છે સદવિચારોની પરંપાર જ આપણો આધ્યાત્મિક વારસો છે એ વારસાનું જતન કરવાની આપણી સૌની નૈતિક ફરજ છે.

" કબીર એસા બીજ બોઇ
બારહ માસ ફલન્ત "

આ ચૈતન્ય-અમરબીજની પાછળ સદગુરુ કબીર સાહેબનું નિર્ણાયાત્ક જ્ઞાન છે. જેમાં નિર્ભીકતા, નિષ્પત્રતા અને નિશ્લતા જોવા મળે છે. સદગુરુ કબીર સાહેબની આધ્યાત્મિક અભિવ્યક્તિની સહજ અને સરળ પધ્ધતી વંદનીય છે.

કબીરપંથ સમાજ સેવા ટ્રસ્ટ (પંચમહાલ-મહીસાગર-દાહો જિલ્લો) સમભાવી સંસ્થા છે પ્રત્યેક ધર્મ, મત-પંથ, સંપ્રદાયની ગરિમા જાળવી રાખવા હંમેશા તત્પર છે તેમજ સંપ્રદયવાદ, ગુરુવાદ અને ગાદીવાદની આલોચનાથી પર છે.

જીવન શુધ્ધિમાં માનવના વ્યાવહારિક કાર્યો પણ અગત્ય નો ભાગ ભજવે છે એ સાથે વ્યાવહારિક કાર્યો તથા કૌટુંબિક ફરજોની સાથે સંસ્કારિતાનું ગ્રહણ કરી શકે તે જ જરૂરી છે જે સદસાહિત્ય દ્વારા જ પ્રાપ્ત થાય છે.

" સદગુરુ કબીર સંદેશ " (ત્રિમાસિક પત્રિકા) ના માધ્યમથી કબીરપંથી અને અન્ય મત, પંથ, સંપ્રદાયના પ્રેમીજનો એકબીજાના સંપર્કમાં આવશે, પરિચય થશે, તેથી જુદા જુદા તાલુકા તથા જિલ્લાઓમાં સદગુરુ કબીર આધ્યાત્મિક ચેતના જન જન સુદી પહોંચે તેવા ટ્રસ્ટનો સંકલ્પ છે. કેમકે સદગુરુ કબીર સાહેબે પ્રેમ અને શાંતિનો સંદેશ આપ્યો છે.

વર્તમાન સમયકપરી કટોકટી અને મોંઘવારીનો છે છતાં પણ સદગુરુ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા) નજીવી કિંમતે સભ્ય ગ્રાહકોને આપવાની ટ્રસ્ટ પહેલ કરે છે.

સદગુરુ કબીર સંકેશ (ત્રિમાસિક પત્રિકા) ના સંપાદક મંડળના સભ્યશ્રીઓ, તાલુકા સંયોજકશ્રીઓ, સદગુરુજ્ઞાન બાલસંસ્કાર અને સત્સંગ કેન્દ્રની, જિલ્લા તથા તાલુકા સમિતિના સભ્યશ્રીઓ તથા ટ્રસ્ટ કારોબારી સભ્યો સ્વૈચ્છિક આજીવન સભ્ય બને તેવી નમ્ર વિનંતી કરવામાં આવે છે.

હવે પછીના અંકોથી વધુ સંખ્યામાં સદગુરુ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા) ના વાર્ષિક તેમજ આજીવન સભ્ય ગ્રાહક બની આપના મિત્ર મંડળ-સ્નેહીજનોને પણ સભ્ય ગ્રાહક બનવા પ્રેરિત કરી સહયોગ આપતા રહેશો તેવી અપેક્ષા સહ અપીલ કરીએ છીએ.

મહંતશ્રી દયાનંદદાસજી સાહેબ
કબીર સેવાશ્રમ કંબોઇ

॥ સત્યનામ ॥

# સદગુરુ કબીર સાહેબની બાવન કસની

દિલ્હીના બાદશાહ સિકંદર લોદીનું શરીર જલન રોગથી પીડિત હતું, જલન રોગ શાંત કરવા માટે અનેક પ્રકારના ઉપચારો કરવા છતાં જલન રોગમાં કોઇ જ ફેરફાર થયો નહિ, તેથી જલન રોગ શાંત કરાવવા માટે કાશીપુરીમાં સદગુરુ કબીર સાહેબના શરણમાં આવ્યા પરમ દયાળુ સદગુરુ કબીર સાહેબના માત્ર આશીર્વાદ હાથના સ્પર્શથી સિકંદર લોદીના શરીરની જલન શાંત થઇ ગઇ. પોતાના શરીરની જલન પીડા શાંત થવાથી બાદશાહ સદગુરુ કબીર સાહેબ પર ખૂબ જ પ્રભાવિત થયા, સદગુરુનું હૃદયથી સન્માન કરવા લાગ્યા અને રત્નજડિત સિંહાસન પર સાહેબને બેસાડ્યા અને બાદશાહ ખુદ સાહેબની સેવા કરવા લાગ્યા.

આ સર્વ વાત બાદશાહના ગુરુ શેખતકીના જાવામાં આવી તેથી શેખતકીના મનમાં દ્વેષરૂપી અગ્નિ પ્રગટ થયો અને તેના મનમાં થયું કે " હું ઘણા સમયથી બાદશાહનો ગુરુ પીર છું છતાં મને આજ સુધી આ પ્રમાણે માન મળ્યું નથી તેમ ઘણા ગુરુપીર થઇ ગયા તેમને પણ કોઇ બાદશાહે માનનીય સિંહાસન પર બેસડ્યા નથી અને આ એક હિંદુ ફકીરને બાદશાહે પીર માની લીધા.

એક દિવસ શેખતકીએ બાદશાહ પાસે આવી કહ્યું કે " જહાંપના ! કબીર સાહેબ ખુદા હોવાનો દાવો કરે છે તે સર્વદીન ઇસ્માનને હાનિકારક છે કારણકે " ઇસ્લામ ધર્મના કુરાન શરીફમાં એવું ફરમાન છે કે " ખુદા તાલા બેચુન (નિશકરા) છે ખુદારૂપ ધારણ કરી શકરશે નહિ " કુરાનમાં એવું પણ ફરમાન કરવામાં આવ્યું છે કે " જો કોઇ ખુદા બને તો તેને મારી નાખવામાં કોઇ પાપ લાગ્યું નથી કબીર સાહેબ ખુદા નથી પણ ખુદાના બંદા છે. જો તે ખુદા હોય તો તેમની પૂરે પૂરી પરીક્ષા કરવી જોઇએ તો અમારી અને કબીર સાહેબની વચ્ચે આપ પડશો નહી હું તેમની બરાબર પરીક્ષા નક્કી કરીશ.

શેખતકીએ બાદશાહની હાજરીમાં કબીર સાહેબની બાવન પરીક્ષા લીધી. આ બાવન પરીક્ષાને જ " બાવન કસની " નામ આપવામાં આવ્યું છે.

કબીરપંથ સદગુરુ કબીર સાહેબની મહિમા અને બાવન કસની નું વિશેષ મહત્વ છે.

સદગુરુ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા) દ્વારા ક્રમિક આઠ આઠ કસની સંગ્રહ કરી અખ-૩૭ થી સચિત્ર પ્રકાશિત કરવાનું સંપાદક મંડળે વિચાર્યુ છે.

સંપાદન

## બાવન કસની

### કસની-૧

| કસની ક્રમ :- | કસની |
|---|---|
| ૧ | ગાયની કતલ કરવી |
| ૨ | હાથ પગ બાંધી ગંગામાં નાખ્યા |
| ૩ | મોટા કડા (હાંડલી) માં બેસાડી નીચે અગ્નિ લગાવી |
| ૪ | તલાવરથી વાર કરવામાં આવી |
| ૫ | ઉકળતા તેલમાં બેસાડ્યા |
| ૬ | ગંગામાં વહેતા મુડદાને સજીવન (કમાલ) |
| ૭ | હાથી ને દારૂપીવડાવી ઉપર છોડ્યો |
| ૮ | બંદૂકથી મારણ |

॥ સત્યનામ ॥

# પહેલી કસની - ગાયની કતલ કરવી

બાદશાહ સિકંદર લોદીએ શેખતકીની શંકાનું સમાધાન માટેની આજ્ઞા આપતા કબીર સાહેબને કહ્યું કે આપ જો ખુદા હોય તો " ગાયની હું કતલ કરાવું છું તેને આપ સજીવન કરો "

બાદશાહની વિનંતીનો સ્વીકાર કરતાં કબીર સાહેબ અમૃતવાણીથી બોલ્યા " હે ગાય માતા ! " કબીર " ના નામથી સજીવન થઇ જાવ "

મધુર અવાજ સાંભળતાં જ ગાય જીવિત થઇ અને ત્યાંથી ઊભી થઇ ને કબીર સાહેબનાં ચરણો ચાટવા લાગી. આ ચમત્કાર જોઇ ને બાદશાહ સિકંદર તથા સર્વ લોકો આશ્ચર્ય પામ્યા બાદશાહતો પ્રથમથી સાહેબને માન આપતા હતા પરંતુ આવી મહાન શક્તિ જોઇ સર્વ દરબારીઓ પણ સાહેબનાં ચરણોમાં પડયા અને સાહેબના નામની જય જયકાર કરવા લાગ્યા.

શેખતકી ત્યાંથી ઉઠીને ચાલ્યા ગયા પરંતુ તેના મનમાં દ્વેષાગ્નિ વધારે પ્રજ્વલિત થઇ ગઇ.



॥ સત્યનામ ॥

# બીજી કસની - હાથ પગ બાંધી ગંગામાં નાખ્યા

શેખતકીની પહેલી યુક્તિ નિષ્ફળ નીવડી જેથી તેણે બીજી યુક્તિ રચી. એક દિવસે શેખતકીએ લોખંડની મજબૂત જંજીર (સાંકળ) મંગાવી અને તેના વડે કબીર સાહેબ ના હાથ પગ મજબૂત રીતે બાંધી અને ગળામાં પણ એક મજબૂત જંજીર નાખવામાં આવી પછીથી કેટલાક સિપાહીઓને શેખતકીએ આજ્ઞા આપી કે " કબીર સાહેબને નાવ માં બેસાડી ગંગામાં ડૂબાવી દેવા " શેખતકીની આજ્ઞાનુસાર સિપાહીઓ નાવમાં બેસાડી ગંગાની અધવચમાં જઇ ઊંડા પાણીમાં ડૂબાવી દીધા.

આ તરફ ગંગાજીના કિનારા પર બાદશાહ, શેખતકી અને બીજા ઘણા જોનારાઓની અપાર ભીડ જામી હતી જેિ સ્વાર્થી કાજી, મુલ્લા અને પાખંડીઓ આ દ્રશ્ય જોઇને અત્યંત ખુશ થતા હતા.

આ પ્રમાણે સર્વ ચિંતામગ્ન હાલતમાં હતા ત્યાં તો ગંગાના પાણી ઉપર પદ્માસન વાળી બેઠેલા અને અત્યંત પ્રસન્ન ચિત જણાતા કબીર સાહેબ બધાને દ્રષ્ટિ ગોચર થયા. સાહેબના ગળામાં તથા હાથ-પગમાં જંજીર ના બદલે દિવ્ય પુષ્પ માળાઓ શોભી રહી હતી થોડીક વારમાં તેઓ મંગલ ગાતા ગાતા કિનારે આવ્યા સર્વજનો સાહેબનો જય જયકાર પુકારવા લાગ્યા અને શેખતકી આ યુક્તિ પણ નિષ્ફળ નીવડી.



॥ સત્યનામ ॥

# ત્રીજી કસની - મોટા કડા (હાંડી) માં બેસાડી નીચે અગ્નિ લગાવી

જ્યારે શેખતકીએ કબીર સાહેબને ગંગાજળમાં ડૂબાડી મારવામાં અસફળતા મેળવી ત્યારે બાદશાહ સિકંદરે શેખતકીને સમજાવ્યા કે કબીર સાહેબને નિર્ભય પદ પ્રાપ્ત છે તેમને પાણીમાં ડૂબાડીને મારવામાં કોઇ સમર્થ નથી આ સાંભળીને શેખતકરીની હૃદયમાં રહેલી દ્વેષાગ્નિ અત્યંત પ્રજ્વલિત થઇ ગઇ અને અગ્નિ પરીક્ષા કરવા તેના મનમાં વિચાર કર્યો.

બાદશાહ સિકંદરના ધર્મગુરુ શેખતકીએ એક મોટી દેગ (કડાઇ) મંગાવી અને ચુલ્હા પર મુકાવી દીધી પછી કબીર સાહેબને કહ્યું કે તમે આ દેગ પર ચઢી જાઓ કબીર સાહેબ નિર્ભિકતાથી તે દેગ પર ચઢી ગયા કબીર સાહેબ દેગમાં ચઢેલા જોઇને શેખતકીએ દેગનું મોઢું બંધ કરી દીધું અર્થાત્ ઢાંકણ લગાવી દીધું. અને શેખતકી એ દેગની નીચે અગ્નિ પ્રજ્વલિત કરાવી દીધી અગ્નિ એટલી તેજ બળી રહી હતી કે દેગમાં જે કોઇ હોયતે બળીને ભસ્મ થઇ જાય.

શેખતકી બળતી પ્રચંડ અગ્નિ જોઇને ખૂબ ખુશ થયા અને અનુમાન કરવા લાગ્ય કે " હવે કબીર સાહેબ જીવિત રહેશે નહિ. "

બાદશાહ સિકંદરે શેખતકીની પાસે એક સિપાહી મોકલીને સમાચાર આપ્યા કે પીરજી જેને તમે દેગમાં બાળીને મારવાનો પ્રયાસ કરો છે તે તો સાહેબ મારી નજીક બિરાજમાન છે શેખતકીને એ સમાચાર પર વિશ્વાસ નહી આવ્યો એટલે તરત જ દેગ ખોલાવીને જોયુ તો દેગ ખાલી હતી તેથી તેને ઘણું આશ્ચર્ય થયું ક્રોધિત થઇને શેખતકીએ કહ્યું કે હવે જોવું કે કબીર કેવી રીતે બચશે ?



॥ સત્યનામ ॥

# ચોથી કસની - તલવારથી વાર કરવામાં આવી

શેખતકી જ્યારે દેગમાં નાખીને પણ સળગાવી શક્યા નહિ તેથી તેની ક્રોધાગ્નિ ચરણસીમા પર પહૂંચી ગઇ જ્યારે મનુષ્ય ક્રોધાગ્નિમાં આવી જાય છે ત્યારે તે પોતાને ભૂલી જાય છે.

શેખતકી પોતે પોતાને ભુલીને હાથમાં તલવાર લઇ કબીર સાહેબને મારવા ચાલ્યા તે વખતે તેના સહયોગી મુલ્લા-મૌલવિયો એ રોક્યા અને કહ્યું કે આ પ્રકારે કાર્ય કરવું તે તમારા માટે શોભાયમાન નથી આવું કાર્ય તો કોઇ પણ કરી શકે પરંતુ કોઈની પણ વાત માન્યા વગર તેણે કબીર સાહેબ પર તલવારથી વાર (પ્રહાર) કરવા લાગ્યા શેખતકીની તલવાર સાહેબના શરીરની આરપાર નીકળી જતી હતી શેખતકી અંધાધૂધ તલવારથી વાર કરતાં કરતાં થાકી ગયા કબીર સાહેબનું શરીર પંચભૌતિક હતું નહી એટલે શેખતકીની તલવાર શરીરને કોઇ પણ અસર કરી શકી નહી શેખતકી લજ્જિત થઇને નીચું મુખ કરીને ત્યાંથી જતા રહ્યા.



॥ સત્યનામ ॥

# પાંચ કસની - ઉકળતા તેલમાં બેસાડ્યા

શેખતકીની યુક્તિઓ નિષ્ફળ જવાથી ક્રોધરૂપી અગ્નિમાં વધુને વધુ ઉગ્ર બનતા ગયા તેણે તેલ પરીક્ષા માટેની યુક્તિ રચી એક મોટી કઢાઇ (દેગ) માં તેલ ભરી નીચે અગ્નિ સળગાવી જ્યારે તેલ ગરમ થઇ કકડવા લાગ્યું ત્યારે નીચ બુધ્ધિ શેખતકીએ કબીર સાહેબને કહ્યું કે " આપ યહ જલતે હુએ તેલમેં બિરાજિયે " ત્યારે સાહેબ તે તેલની કઢાઇમાં જઇ બેઠા પરંતુ સાહેબતો કકડતા તેલમાં પણ આનંદથી બેઠા હતા ત્યારે શેખતકી કહેવા લાગ્યો કે " તેલને સાહેબે મંત્રથી બાંધી દીધું છે તેથી ગરમ હશે નહિ " બાદશાહે તેલની પરિક્ષા કરવા વિચાર કર્યો ત્યારે ઘટઘટવાસી સાહેબે બાદશાહના મનનો ભાવ જાણી લીધો જેથી કહ્યું કે " આપ તેલમાં આંગળી નાખશો નહિ ત્યાંતો બાદશાહે એકદમ ઝડપથી તેલમાં આંગળી બોળી કે તરતજ તે જોરજોરથી બૂમો પાડવા લાગ્યા આંગળી ઉપરથી ચામડી, લોહી, માંસ તરત જ નીકળી ગયાં જેથી બાદશાહ બેહોશ થઇ નીચે પડ્યા તે જોઇ દયાળુ કબીર સાહેબ કઢાઇમાંથી બહાર આવી પોતાનો કરકમલ બાદશાહની આંગળી પર મુક્યો તો સાહેબની દયાથી પ્રથમ માફક આંગળી જેવી હતી તેવી થઇ ગઇ અને સર્વ પીડા દર્દ જતું રહ્યું.

સાહેબના શરીરને ઇજા, આંચ, તાપ, દાઝ, દાગ આદિક કંઇપણ થયું નહિ તેજોઇ શેખતકીના મનમાં શરમ આવી પરંતુ અંદરનો કપટભાવ ગયો નહિ જેથી મુસલમાન લોકો કહેવા લાગ્યા કે " જાદુમંત્રથી સાહેબનું શરીર બળ્યું નહિ " આ કોઇ મોટા જાદુગર છે તેથી તેમના માટે કોઇ વિશેષ ઉપાય શોધવો જોઇએ.



॥ સત્યનામ ॥

# કસની ૬ - ગંગામાંથી વહેતા મુડદાને સજીવન (કમાલ)

અલ્હાબાદ ગંગાજીના કિનારે બાદશાહની સભા આનંદમંગલમા બેઠી છે ધર્મ વિષયમાં કબીર સાહેબ જ્ઞાન ચર્ચા કરે છે તે સર્વ લોકો અતિ પ્રેમથી શ્રવણ કરે છે તે સમયે દેવયોગ કુદરતી પ્રેરણાથી એક આશ્ચર્યજનક બનાવ બન્યો કે ગંગાજીમાં એક બાળકનું શબ (મડદું) પશ્ચિમથી પૂર્વ તરફ વહેતું હતું જેથી શબ પૂર્વ દિશા તરફ વહેતું હતું જેથી શબ પૂર્વ દિશા તરફ જઇ રહ્યું હતું.

આ મડદાને દેખી શેખતકીએ સર્વને સંબોધી બાદશાહને કહ્યું "હે દિલ્હીશ્વર સમ્રાટ" કબીર સાહેબ અલ્લાહ-ખુદા હોવનો દાવો કરે તો તેઓ આ મુડદાને સજીવન કરે તો જરૂર તેઓ ખુદા છે.

સાહેબતો શેખતકીના ભાવોને સમજતા હતા તેથી સાહેબે પોતાના કરકમલ ઊંચા કરી મુડદાને ઇશારો કર્યો તથા કહ્યું કે "હે ચૈતનજન રહિત મુડદા ! અહીં આવ ! ત્યાંતો કબીર સાહેબની મહાન શક્તિથી નિર્જીવ મુડદું પાછું ફર્યુ અને જ્યાં સર્વ લોકો કિનારા પર બેઠા હતા ત્યાં આવ્યું ત્યારે સાહેબ બોલ્યા કે "હે ચેતન દેવ ! આ શરીરના ધણી તું આ શરીરમાં પ્રવેશ કર" સાહેબે આટલા શબ્દો ઉચ્ચાર્યા કે તરત જ ચેતન શરીરમાં પ્રવેશ્યો અને મુડદુ સજીવન થઇ સાહેબના પવિત્ર ચરણકમળોમાં પડી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા ત્યારે સાહેબે તેને આશીર્વાદ આપ્યા.

આ પ્રમાણે ચમત્કાર સર્વ લોકોએ જોયો જેથી સર્વ આશ્ચર્યમાં પડી ગયા તેમજ સિકંદર બાદશાહને બહુ આનંદ થયો જેથી બાદશાહ આનંદમાં ને આનંદ કહેવા લાગ્યા કે "હે સાહેબ ! આપે તો કમાલ કરી " બાદશાહના શબ્દો સાંભળી સાહેબ બોલ્યા કે "આજથી આ બાળકનું નામ "કમાલ" થશે."



॥ સત્યનામ ॥

# ૭ કસની - હાથીને દારૂ પીવડાવી ઉપર છોડ્યો

શેખતકીના મનમાં દ્વેષ ભાવના પેસી ગઇ હતી જેથી તેણે સાહેબના શરીરનો નાશ કરવાનો વિચાર કર્યો એક દિવસે હાથીના મહાવતને કહ્યું કે " હાથીને માદક પદાર્થો શરાબ-દારૂ ઇત્યાદિનું સેવન કરાવી મસ્ત બનાવી દરબારમાં લાવ " આ તરફ કબીર સાહેબને કહ્યું કે " ખુદાને કોઇ પ્રકારના સાધનથી કોઇ મારી શક્તું નથી અને આપ ખુદા હોવાનો દાવો કરો છો તે અમો સર્વને કેવી રીતે નિશ્વાસ થાય ? આપ શાહી મહેલના ચોગાનમાં આવી બેસો "

જ્યારે કબીર સાહેબ મહેલના ચોકમાં આવી બેઠા ત્યારે આ તરફથી શરાબી હાલતમાં મસ્ત બનેલો હાથી કબીર સાહેને મારવા માટે છોડવામાં આવ્યો પોતાની સામે મસ્ત હાથીને આવતો જોઇ સાહેબે પોતાની શક્તિથી બે કેસરી સિંહ પોતાની આજુબાજુ હાથીને ભય પમાડવા માટે પ્રગટ કર્યા કેસરી સિંહના બે સ્વરૂપ ફક્ત હાથી જોઇ રહ્યા હતા હાથી બે સિંહોને પોતાની સામે બેઠેલા જોઇ ડરથી કંપાયમાન થઇ લીંદ (લાદ) કરતો કરતો પાછો ભાગ્યો જેથી શેખતકીની આ યુક્તિ પણ નિષ્ફળ ગઇ અર્થાત્ કબીર સાહેબનું કંઇ અનિષ્ટ કરી શકાયું નહિ.



॥ સત્યનામ ॥

# ૮ કસની - બંદુકથી મારવા

એક દિવસ બધા મુલ્લા અને મૌલવીઓ એ સેખતકીને સલાહ આપી કે "કબીર ને કોઇ નિપૂણ બંદુકધારીથી મારવામાં આવે" શેખતકીએ તેઓની સલાહનો સ્વીકાર કરી પોતાના સિપાહીઓને કહ્યું કે "એવા નિપૂર્ણ બંદુકધારીને હોય સીપાહીઓ શેખતકીની આજ્ઞા પ્રમાણે એક એવા બંદુકધારીને શેખતકી આગળ લાવ્યા જેનું નિશાન અચૂક હતું બંદુકધારીને જોઇ શેખતકીએ ઘણા પ્રકારની લાલચ આપીને કહ્યું કે "તમારે કબીર સાહેબને જીવતા છોડવાના નથી."

બંદુકધારીએ શેખતકીની આજ્ઞાનો સ્વીકાર કરી અને અવસરની પ્રતિક્ષા કરવા લાગ્યો અવસર મળતાં જ બંદુકધારીએ કબીર સાહેબ પર અધાધૂંધ ગોળીઓ છોડી પરંતુ કબરિ સાહેબ હિમાલય પવૃતની જેમ અડગ ઉભા રહ્યા એવું કહેવાય છે કે જેટલી ગોળીઓ બંદુકધારીએ કબીર સાહેબ પર છોડી તે બધી કબીર સાહેબના ચરણ સ્પર્શ કરીને બંકુકધારી પાસે આવી ગઇ આથી બંદુકધારી ખૂબ લજ્જિત થયો અને શરમનો માર્યો ત્યાંથી ભાગી ગયો.

(ક્રમશ:)

સંકલન અને ગંગ્રહકર્તા

મહંતશ્રી છગનદાસજી સાહેબ

જેસાવાડા, સદગુરુ શ્રી કબીર મંદિર, જેસાવાડા



॥ સત્યનામ ॥

# ગુરુ મિલન

(ગતાંકથી આગળ)

પાપાચારથી મેળવેલું દ્રવ્ય પણ અતિમલિન આસુરી સંપતિરૂપ છે, તેથી તે ત્યાગ કરવાને યોગ્ય છે એવા અન્યોયેપાર્જિત ધનથી શાંતિ કે સુખ મળતા નથી ઉલટો કલેશ વધે છે.

અન્યોપાર્જિત દ્રવ્યં દશ વર્ષાણિ તિષ્ઠતિ ।
પ્રાપ્તે ત્વેકાદશે વર્ષે સમૂલં ચ વિનાશ્યતિ ॥

તથા ચોરીથી, લૂંટકે ધાડ પાડીને જે કંઇક મેળવવામાં આવે છે તે પણ પાપરૂપ જ છે. માટે સાધકે તેનાથી પણ દૂર રહેવું જોઇએ સાંભળો, પરમ દયાળુ સદગુરુ કબીર સાહેબ એના માટે શું કહ્યું છે.

જુઆ ચોરી મુખબિરી વ્યાજ બિરાની નારિ ।
જો ચાહે દીદાર કો ઈતની વસ્તુ નિવારિ ॥
માંસ ભખે મદિરા પિયે ધન બેશ્વાસોં ખાય ।
જુઆ ખેલ ચોરી કરે અંત સમૂલા જાય ॥
પરનારી પૈની ધુરી મતકોઈ લાવો અંગ ।
રાવણ કે દશ શિર ગયે પરનારી કે સંગ ॥
માંસા અહારી માનવા પરતછ રાછસ જાન ।
તાકી સંગતિ મતિ કરો હોય ભક્તિ મેં હાન ॥
ભાંગ તમાકુ છૂતરા આક ઔર શરાબ ।
કૌન કરેગા બંદગી યે તો ભયે ખરાબ ॥
ભાં ભખે બલ બુધ્ધિકો સાફ ચકમક હોય ।
દોય અમલ અવગુન કહા જ્ઞાનવેત નર જાય ॥
અવગુન કહુ શરાબકા જ્ઞાનવંત સુનિ લેય ।
માનુષ સોં પશુવા કરે દ્રવ્ય ગાંઠિકા દેય ॥

ઉપર બતાવેલાં સઘળાં જ કુકર્મો તથા દુર્વ્યસનોથી તેમજ તેનું સેવન કરનાર કુકર્મીઓ તથા દુર્વ્યસનીઓથી સાધકે સદા દૂર રહેવું એનો ચેપ ન લાગે તે માટે પ્રતિ પળે સાવધ રહેવું જોઇએ.

વાણીના દોષો :

જૂઠું બોલવું યાને મિથ્યા ભાષણ કરવું એ મહાન પાપ રૂપ છે.

સાંચ બરાબર તપ નહિ જૂઠ બરાબર પાપ ।
જાકે રિદૈ સાંચ હૈ તાકે હિરદૈ આપ ॥

બહુ બોલવું, બહુ બોલચાને બકવાસથી બહુમૂલ્ય શકિતનો નાસ થાય છે તેમજ નિરર્થક મિથ્યા લવરી રૂપને ગણાય છે તેથી તેની કંઇ પણ અસર ન થતાં ઉલટી અવળી પેદા થઇ કલહ-કંકાશને નિમંત્રે છે.

મન માને બોલે સદા અતિ દુ:ખદાયી બોલ ।
રાહ ચલત સબસે વૃથા બેન શત્રુતા મોલ ॥

કઠોર બોલવું-કર્કસ વચન માણસને તીરથી પણ વધારે દુ:ખ કરે છે જેમ કે,

મીઠા સબસે બોલીયે સુખ ઉપજે ચહુ ઓર ।
બશીકરન યહ મંત્ર હૈ તજીયે બચન કઠોર ॥

॥ સત્યનામ ॥

મધુર બચન હૈ ઔષધ કટુક બચન હૈ તીર ।
શ્રવણ દ્વાર હોય સંચરે સુના કરે શરીર ॥

અપ્રિય બોલવું,

કૌવા કાકો ધન હરે કોયલ કાકો દેહ
મીઠા શબ્દ સુનાયિકે જગ અપનો કરિ લેત ॥

તથા

પ્રિય વાક્ય પ્રદાનેન સુખિન: સર્વ જન્તવ: ।
તસ્માત દેવ વક્તવ્યં વચનેકા દરિદ્રતા ॥

મનના દોષો :

બુધ્ધિ મંદતા-જડબુધ્ધિને લઇને ગુરુના ઉપદેશને ઠીક ઠીક ન તો સમજી શકે કે ન તો ઠીક ઠીક તેને ગ્રહણ કે ધારણ કરી શકે. એવી સ્થિતિમાં સાધકનો વિકાસ થઇ શક્તો નથી બુધ્ધિ મંદતા ને દૂર કરવાને સતત સદગ્રંથો તથા સતસંગ તથા વિચારોનું આદાન-પ્રદાન કરતાં શીખવું જોઇએ, જેમકે

ગુરુ બિચાર ક્યા કરે ચેલા માંહી ચુક ।
ભાવે ત્યાં પરબોધિયે બાંસ બજાઇ ફૂંક ॥

અતિ તૃષ્ણા :

તૃષ્ણાની બહુલતા પણ સાધક માટે વર્જ્ય છે એટલે અતિ તૃષ્ણાની પૂર્તિ યા પરિતૃપ્તિ કેમે પણ જઇ શક્તી નથી તો સાધક તેની ખેંચમાં ન પડવાને કાળજી રાખવી જોઇએ.

તૃષ્ના સીંચી ના બુઝે દિનદિન બઢતી જાય ।
જાવાસા કા રૂખ જ્યોં ઘન મેહા દુમ્હિલાય ॥

તથા

યત્પૃથિવ્યાં વ્રીહિયવં હિરણ્ય પશવ: સ્ત્રિય: ।
નાલમેકસ્ય તત્સર્વમિતિ પશયન્ત મુહ્યતિ ॥

અતિ માનિતા :

અતિમાની-ગર્વિસ્ઠ કે ઘમંડી વ્યક્તિ કોઇપણ પાસે જઇ દીક્ષા શિક્ષા કે સંસ્કારને મેળવી શક્તો નથી માટે સાધકે અતિમાનિતા દોષથી દૂર રહેવું અને નમ્રતા ધારણ કરવી. જેમ કે

અભિમાની કુંજર ભયો નિજ સિરલિન્હો ભાર ।
તાકુ જમરા ફૂટી હૈ લોહા ઘટત કુહાર ॥

તથા

અહંકાર બલં દર્પ કામં ક્રોધંમ સંશ્રિતા: ।
મામાત્મ પદે દેષુ પ્રદિપ ન્તોરમ્ય સૂયકા: ॥

॥ સત્યનામ ॥

ગીતા અ. ૧૬.૧૮

અહિં સઘળા દોષોનું વિચાર પૂર્વક વર્ણન આપી શકાય તેમ નથી એટલે બહું ટૂંકામાં ઈશારો માત્ર કરવામાં આવ્યો છે તો જિજ્ઞાસુ સાધકે તેનું વિસ્તૃત સ્વરૂપ સદગુરુ મુખે જાણી લેવા ને પત્ન કરવો ! સારાંશમાં તો સાધકે વિકારોથી સર્વદા દૂર જ રહેવું જોઇએ.

જેવા કે ૧. કુવિચાર, ૨. કુસંગ, ૩. કુકર્મ, ૪. કુવ્યસન અને ૫. કુપ્રારણ અથવા તો કુષિલતા આ પાંચ ને પ્રાણ ઘાતકે સમજીને ત્યજવા રહ્યા જ્યાં સુધી એમનો જડ મૂળથી નાશ કે ત્યાગ ન કરવામાં આવે છે ત્યાં સુધીમાં તો સાધકને ન જાણે ક્યારે એ દોષો પોતાના સકંજામાં ફસાવી લેશે તે કહી શકાય નહી માટે સાવધ રહેવું.

સકલો દુમૃતિ દૂર કરિ અચ્છી જન્મ બતાવ

કાગ ગવન ગતિ છાંડ કે હંસ ગવન ચલિ આવ

આથી એ સિધ્ધ થયું કે સર્વ પ્રથમ અવગુણો-દોષોનો ત્યાગ કરવો, કરાવવો જોઇએ ત્યાર પછી ગુણ ધારણ કે સંયમ સેવન કે સંવર્ધનતા માટે પ્રયત્ન થવો જોઇએ અને દોષો ત્યજતા વિના જ ગુણોનું આધાન ધારણ કરવામાં આવે તો તે ગુણો પણ દોષરૂપ બની જાય છે. મદિરાના પાત્રમાં નાખેલી સુધા પણ મદિરા બની જાય છે તથા નદીઓનું મીઠું-મધુ રૂપાણી સમુદ્રને પ્રાપ્ત થઇ ખારું બની જાય છે તેજ પ્રમાણ કુપાત્ર માં યાને અયોગ્ય સાધકમાં કરેલું ગુણ કર્મોનું સંકારરૂપ સિંચન પણ વ્યર્થ નિવડે છે તેથી કૃપાલું ગુરુ દેવ પોતાના સાધક ની પ્રતિ પળે કસોટી કરી તેના અંતર ઊંડાણમાં પણ રજ માત્ર અશુધ્ધિ ન રહી જાય તે માટે સદોદિત સાવધ રહી કસની લે છે તેથી સમજુ સાધકે નાશીપાસ, હતોત્સાહ, ધીરજ કે દ્રઢતાનો ત્યાગ કરવો નહિ પણ તેની કસનીને પોતાનું અહોભાગ્ય સમજી વધાવી લેવી અને સહર્ષ સહન કરવી.

જેમ કે ગીર્મિ ગુરુણા પુરૂષાક્ષરાભિ: તિરસ્કૃતા યાન્તિ નરા મહત્વમ્ "

સાધકના વિકાસમાં નડતરરૂપ તમામ દોષો કે દુગુણો ની તો જડ પણ ન રહેવાથી જ સાધક સાધનમાં પ્રગતિ સાધી શકે છે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, અભિમાન, વિશ્વાસઘાત, છલકપટ, માન-મોટાઇ, ગૌરવતા-પ્રતિષ્ઠિા, ઈર્ષા યાને લૌકિક તમામ સ્થુલ પદાર્થોનો ગર્વ તથા ગુરુકર્મોનો જૂઠો અહંકાર, જાતિ-અભિમાન આદિ આસુરી ગુણોને દોષરૂપ સમજીને વિવેકી સાધક ત્યજવા જ જોઇએ આને જ સદગુરુએ કાગ ગતિ ચાલ કહી છે.

ઉપર પ્રમાણેની દોષવાણી કાળી નાગની ચાલનો ત્યાગ કરી હંસની ચાલને અપનાવવી જોઇએ.

(ક્રમશ:)

સંપાદન (શબ્દાવલી)
મહંતશ્રી પ્રિતમદાસજી સાહેબ
શ્રી કબીર સમાધિ મંદિર, માંજલપુર, વડોદરા.

॥ સત્યનામ ॥

# મુક્તિ પથ-નામ

(ગતાંકથી આગળ)

મેં પાછલા "સ્વસંવેદ" ના અંકોમાં "સાર શબ્દ" અથવા "સુર્તી શબ્દ મિલન" શીર્ષકમાં સુર્તી અને શબ્દ ના મિલાપ પર જે હર્ષ સુર્તીને થયો તેનું સામાન્ય વર્ણન કર્યુ છે. શબ્દ સ્વયં વિસ્તૃત છે. બધી સૃષ્ટિ એમાં સમાયેલી છે જેમ.

રૈન સમાની સૂર્ય મેં સૂર્ય સમાના આકશ ।
આકાશ સમાના "શબ્દ" મેં ખોજે કોઇનિજદાસ ॥

યા

શબ્દ વિના સુઇ ઘરન કો નાહિ કોઇ ઠોર ।

હવે જોઇએ કે શબ્દ કેવી રીતે સમાયો છે, જીવધારી પશુ, પક્ષી, મનુષ્ય વગેરેમાં શબ્દ તો છે જ કેમકે જ્યારે તે વાણી યા બોલી ઉચ્ચારે છે તો શબ્દએના અંતરમાંથી નીકળે છે. એ પ્રકારે બાહ્યપસારમાં પણ શબ્દ છે. આપ ક્યારે ક નિર્જીન સ્થાન પર જાઓ ત્યાં બિલકુલ સન્નાટો હોય પરંતુ તે વૃક્ષના પાન યાપચીના ફફડાટથી શબ્દ ઉત્પન્ન થશે કેમકે શબ્દ પહેલાંથી જ ત્યાં વિધમાન છે આધુનિક આવિષ્કાર પૂર્ણ યુગમાં સર્વત્ર આ શબ્દ છે જેની પ્રત્યક્ષ સાબિતી છે જો શબ્દ સર્વત્ર ન હોય તો પોતાના ઘરમાં બેઠા બેઠા અમેરિકામાં થયેલી વાતને રેડિયો દ્વારા ન સાંભળી શકીએ.

આ જ કારણ છે ત્યાંની વાત-વાર્તા ના અક્ષર આપ પોતાના ગૃહમાં બેઠા બેઠા સાંભળો છે. આ શબ્દ સર્વત્ર ન હોય તો ટેલિફોન આપની વાણી એક સ્થાનથી બીજા સ્થાને ન પહોંચાડી શકે આપનું શરીર દિલ્હીમાં અને આપના મિત્રનું શરીર મુંબઇમાં છે પરંતુ ટેલિફોન પર આપ એકબીજાને મળો છો ત્યારે સાહેબ કહે છે.

હમ વાસી ઉસ દેશ દે જહાં જાનિ-વર્ણ કછુ નાહિ ।
શબ્દ મિલાવા હો રહા દેહ મિલાવા નાહિ ॥

એટલા માટે આ સમગ્ર સૃષ્ટિમાં મુખ્ય બે અંશો નો ખેલ છે. કોણ અંશ ? સુર્તી યા આત્મા અને શબ્દ ત્યારે કહેવાયું કે "શબ્દ સુર્ત આઇ સંસારા । આપહી રહા નિયારા ॥ શ્વાંસા ભે ટકસારમાં પણ જોઇએ સાહેબ કહે છે.

પ્રથમે શબ્દ સુર્ત નિરમાઇ ધર્મદાસ મૈં દેહુ બતાઇ ।
દુતિયે ફિર અંકૂર મે કીન્હા ઉત્પતિ સકલ સોંપ તેહિ દીન્હા ॥
તીજે મન માયા વિસ્તારા । તાકે મધ્ય જીવ સંસારા ॥

શબ્દની મહિમા કોણ કરી શકે છે ? અને શક્તિ છે જેના પર પિંડ, બ્રહ્માંડ, અંડ વગેરે નિર્ધારિત છે આને સંત God in action power કહે છે.

॥ શબ્દ ॥

સંતો શબ્દ સાધના કીજે ।
જાહિ શબ્દસો રામ પ્રગટ ભયે, સોઇ શબ્દ લખ લીજે ।
શબ્દહિ વેદ પુરાણ બખાને, શબ્સહી કહરાવે ॥
શબ્દ હિ સુરનર મુનિ જન ગાવે શબ્દ કા ભેદ ન પાવે ।

॥ સત્યનામ ॥

શબ્દે ગુરુ શબ્દ સુન શિષ્ય ભયે શબ્દે વિરલા બૂઝે ॥
જોઇ મુલ સોઇ શિષ્ય આતમ અંતરગત જબ સૂઝે ॥
શબ્દ શબ્દ બહુ અંતરા સાર શબ્દ મથિ લીજે ॥

આ શબ્દના વિસ્તૃત ક્ષેત્રનું સ્વરૂપ મેં આપની સમક્ષ મુક્યું છે પરંતુ આ વાતને માનવા છતાં પણ કેટલાક મહાનુભાવો આ વિષય પર શંકા પ્રગટ કરે છે કે ખરેખર આ જ શબ્દ અથવા એક નામ જે કેવલ મુક્તિને પ્રદાન કરવાવાળા છે શું તે એક ધ્વનિના રૂપમાં છે ? વાસ્તવમાં કેમકે તેઓએ ફકત ગ્રંથ, પોથિયો વાંચવાનો અવસર મળ્યો છે ? તેઓએ અનુભવ દ્વારા પરખ કરી નહી એટલે તેઓની શંકા તેમના માટે યોગ્ય છે.

કબીર સાહેબનો માર્ગ અતિ કઠિન છે. એના પર કોઇ શૂરવીર જ ટકી શકે છે જે સુર્ત યોગના અતિ પરિશ્રમ દ્વારા ઉપલબ્ધ છે. આ વિહંગમ ડોરી ન મળવાથી અને શબ્દ ન લખાવાનાથી ઘણા મહાત્મા " જ્ઞાન માર્ગ " પર જતા રહે છે અને જ્ઞાન ના મૂળ તત્વ ને સાર શબ્દની ઉત્પતિ જ્ઞાનથી આ વિષય પર આગળ ચાલી ને પોતાનો વિચાર રજૂ કરીશ હા, શબ્દનું રૂપ ધ્વનિથી ભરપુર છે કે નહી ? કેટલાક શબ્દ સતગુરુ કબીર સાહેબના આપની સમક્ષ રજૂ કરું છું. " કાયાપોથી " માં સાહેબ સાર શબ્દની " મૂલ ટિકાના " નું વર્ણન કરતાં ધર્મદાસ સાહેબ કહે છે.

અકહ કમલ તહંવા પ્રકાશ । તા માહિ નિ:અક્ષર કા વાસા ।
દોય કમલ મુખ હિ મુખ જોડા । વહ ગુંજાર શબ્દ ધન ઘોરા ॥
ગુપ્ત નામ યહાં કરે ગુંજારા । મૂલ શબ્દકી હો ઝનકારા ॥
ગુપ્તનામ ઝનકાર વહાં દેખા । મૂલ શબ્દ કી જડ તહાં પેખા ।
છતીસ પાખુરિકો વિસારા । આપ આપ મુખ રાગ ઉચારા ॥
તેહિ મેં તીન વરળ ઉજિયારા । ફૂહી ગિરે અગ્ર કી ધારા ।
છૂટે અગ્ર ધાર વહાં ભાઇ । સબે બિલોય કહા સુમુઝાઇ ॥
વો નિજ જપે સો અજપા જાપા । પહૂંચે લોક મિટે સંતાપા ॥
નિરખા તહાં અગ્રકી ધારા સુર્ત સંજોગી કરે સહારા ।
જીવન હી તહાં રહે સમાઇ । વહ નિજ દીન્હયો અલખ લખાઇ ॥

॥ સાખી ॥

કહે કબીર ધર્મદાસ સો તુમ સુર્ત કરો સંભાર ।
વો હિ નામ તુમ ચીન્હો ઉતરો ભવજલ પાર ॥

(ક્રમશ:)

મુક્તિપથ
શ્રી પ્રેમનારાયણ ગંડાસાહેબજી
પ્રકાશક મહંત શ્રી શાંતિદાસજી સાહેબ
સંપાદતા મહંતશ્રી પંકજદાસજી સાહેબ
ગુરુશ્રી શાંતિદાસજી સાહેબ
કબીર સાધના મંદિર, માંજલપુર વડોદરા-૧૧

॥ સત્યનામ ॥

# સંતોના દર્શનનો લાભ

ગુરુ મહારાજ પોતાના ભક્તોને વારંવાર સમજાવે છે કે. "આ સંસારથી એક દિવસ બધાએ જવું પડે છે એટલા માટે ભક્તો નામરૂપી કમાઇ કરો, ભગવાનથી લગની લગાવો અને ધ્યાન કરો, આ સુંદર શરીર એક દિવસ રાખ થઇ જશે અનાદિકાળથી આ રિવાજ ચાલ્યો આવે છે કે " મરણ થવાથી કોઇ ગંગામાં નાખી દે છે, કોઇ દફનાવે છે તો કોઇ સમાધિ આપે છે જો તમારે સુખી રહેવું હોય તો પ્રભુને યાદ કરો અને સદગુરુના માર્ગની ખોજ કરો.

જિન ઢૂંઢા તિન પાઇયાં ગહરે પાની પૈઠ

મૈં બાવરી ડૂબન ડરી રહી કિનારે બૈઠ ॥

જ્યારે સૂર્ય અસ્ત થાય છે ત્યારે માનવ પોતાના માટે રોશની-પ્રકાશ પ્રગટ કરી લે છે. જમીનને ખોદી તેલ ઉત્પન્ન કરી લે છે પરંતુ અંદર જે પ્રકાશ છે છતાં અંધકારના આવરણમાં રહે છે. તે આવરણને દૂર કરવાનો પ્રયત્ન જ કરતા નથી, મનુષ્યનું મન સોફા જેવું છે. જે બેસવાથી દબાઇ જાય છે પરંતુ ઉઠવાથી પુનઃ પોતાની પૂર્વવત્ અવસ્થામાં આવી જાય છે. તેવી રીતે મનુષ્ય જ્યારે સત્સંગમાં બેસે છે તો તેની અતિરિકત વિચાર દબાયેલા રહે છે પરંતુ ત્યાંથી બહાર આવતાં જ બધા વિચાર આવી જાય છે.

આપણે તો સૌભાગ્યશાળી છીએ કે આ કલિકાળમાં પણ આપણને સંત-મહાપુરુષોના દર્શન અને પ્રવચન ઉપલબ્ધ છે જેથી કહેવાયું છે કે.

આગ લગે આકાશમેં તો ઝર-ઝર ગિરે અંગાર

સંતન હોતે જગમેં તો જલ મરતા સંસાર।

દરેક યુગમાં ભક્ત પણ આવે છે અને સંત પણ આવે છે પરંતુ મનુષ્ય અજ્ઞાનતા વશ સંતને ઓળખી શક્તા નથી તે મનુષ્ય જ ઓળખે છે કે જેને જ્ઞાનચક્ષુ મળી જાય છે જ્ઞાન નેત્ર ખુલી જાય છે તે જ સત્યપુરુષ ને ઓળખી શકે છે સદગુરુ કબીર સાહેબ કહર છે કે

આં બરાબર તપ નહીં ઝૂઠ બરાબર પાપ

જાકે હૃદય સાંચ હૈ તાકે હૃદયે આપ

આ માયાને કારણે મનુષ્ય સંસારના મિથ્યા સબંધોમાં લાગ્યો રહે છે જેને લીધે તે મોટા મોટા પાપ કરે છે, કોઇએ પૂછ્યું કે - પાપનો બાપ કોણ છે ? તો બતાવવામાં આવ્યું કે લોભ, આજની દુનિયાએ બાહરી જ્ઞાનને જ

॥ સત્યનામ ॥

મનુષ્ય જીવનનું ધ્યેય સમજી લીધું છે પરંતુ જે અંદરનું જ્ઞાન છે તે સદ્‌ગુરુ વિના પ્રાપ્ત થતુ નથી પ્રભુનો પ્રકાશ તો બધાં જ પ્રાણીઓની અંદર એક સમાન છે પરંતુ લોકો સમજવા ને અસમર્થ છે તે પરમાત્માનું જ્ઞાન ત્યારે જ સંભવ થશે જ્યારે સત્સંગરૂપી હવા અજ્ઞાનરૂપી ધૂળ અથવા વાદળોને હઠાવી જ્ઞાન રૂપી સૂર્યનો સાક્ષાત્કાર કરાવશે જેમકે અરીસાના માધ્યમથી આપણે આપણો ચહેરો જોઇએ છીએ તેવી રીતે અંતર્જ્યોતિનો સહારો લઇ પરમાત્માને જોઇ શકાય છે સદ્‌ગુરુ કબીર સાહેબ કહે છે કે.

કબીર દર્શન સાધુ કે સાહબ આવે યાદ

લેખાકી યહી ઘડી બાકી કે દિન બાદ।

પ્રભુના દરબારમાં તે જ ઘડીની ગણતરી થાય છે કે જે ઘડીમાં આપણાને સાધુ-સંત ના દર્શન થાય છે બાકી ના દિવસો બાદ સમજીએ અર્થાત્ નકામા (બર્બાદ) સમજીએ ફરી પણ સાહેબ કહે છે કે

પરમ પુરુષકી આરસી સંતો કી હી દેહ

લખ જો ચાહે અલખકો ઇન્હી મેં લખિ લેહ।

જેમ પોતાના ચહેરાને આરસીમાં જોઇએ છીએ તેમ સંતોની દેહ એ પરમ પુરુષની આરસી છે સત્યપુરુષના સંપર્કમાં આવીને આપણું કલ્યાણ થાય છે સંતોની સંગતિથી પ્રતિત થાય છે જ્યારે પરમ પ્રભુની અસીમ કૃપા થાય છે ત્યારે સંતોના દર્શનનો-સત્સંગનો લાભ પ્રાપ્ત થાય છે.

ધૂળને જોઇએ જ્યારે તે બધાના પગની નીચે રહે છે તો તે માટી કહેવાય છે જ્યારે પવનના સંસર્ગમાં આવે છે તો ગગનગામીની કહેવાય છે તેજ ધૂળ પાણીનો સંગ કરે તો કીચડ-કાદવ કહેવાય છે તેમ બધા પોતાની સંગતિ, અને કર્તવ્ય થી જે ચાહે તે બની શકે છે જ્યારે આપણે સજ્જન-સંત-સાધુનો સંગ કરીશું તો પરમ પ્રભુનો માર્ગ જાણી શકીશું.

આપ સૌને મારી નમ્ર વિનંતી છે કે સત્સંગ, સંત-સદ્‌ગુરુ ના પ્રવચનનો લાભ ઉઠાવીને જીવનને સાર્થક બનાવશો.

શ્રી ભુદેવભાઇ પરમાર

ગોદી રોડ, દાહોદ

॥ સત્યનામ ॥

# નિરખ્યા બાવન બહારા

(ગતાંગથી)

ભજનદાસજી સાહેબ સમજાવતાં કહે છે એક કલાક બે કલાક અથવા તેથી વધુ કોઇબોલે પ્રવચન કરે પરંતુ બાવન અક્ષરમાં જ બોલે છે. મોટા મોટા ગ્રંથો લખવામાં આવે તો પણ બાવન અક્ષરો જ હોય છે.

માટે અક્ષર રહિત એટલે નિ:અક્ષર, નિ એટલે નહિ અક્ષર નહિ એટલે નિ:અક્ષર

ક્ષર.....અક્ષર.....નિ:અક્ષર

કાયા.....શ્વાસ.....આત્મા (હંસ)

સબકો પરખનહાર એ બધાને પરખનારો પણ આત્મા હંસ છે સાર છે પણ આત્માને કહ્યો છે બધાં જ વાણી વચનો શબ્દોનું મંથન કરી નિર્ણય કરવાથી જે સાર આવે તે સાર શબ્દ નહિ પણ દરેક વાણી વચન અને શબ્દોની પર તે સાર શબ્દ એટલે આત્મા હંસ સાર શબ્દ છે કારણ કે આત્મા બોલે વચન કે શબ્દોમાં આવતો નથી એટલે પરાની પાર આત્મા-હંસને કહ્યો છે શબ્દોમાં ના આવે તે નિ:શબ્દ એવો આત્મા તે સાર શબ્દ

સદગુરુ કબરિ સાહેબ પણ ધનીધર્મદાસજી સાહેબને એનું રહસ્ય સમજાવતાં કહે છે કે

ધર્મદાસ તત્વ ખોજ દેખો તત્વમેં નિ:તત્વ હૈ

કહે કબીર નિ:તત્વ દરસે આવાગવન નિવારીયે

નિ:તત્વ એટલે આત્મા, આત્માને કાંઇ તત્વ નથી માટે નિ:તત્વથી ન્યારો એટલે આત્માસાર શબ્દ

જેટલા શબ્દો થાય છે તે બધા તત્વથી થાય છે. તત્વ વગર બે વગર અવાજ થતો નથી એટલે જ સદગુરુ કબીર સાહેબ કહે છે કે "દો બિન હોય ના અધ્ધર અવાજા" આમ બે હાથથી તાળી પડે ને અવાજ થાય છે તેમ જેટલા શબ્દોનું ઉચ્ચારણ થાય છે તે બધા તત્વોથી થાય છે એટલે તત્વ રહિત નિ:તત્વ ને આત્મા. આત્મામાં કોઇ તત્વ નથી એટલે નિ:તત્વ એટલે જ ધનીધર્મદાસજી ને સદગુરુ કબીર સાહેબ નિ:તત્વને (આત્માને) ઓળખી, આવાગમન નિવારવાની વાત કરી છે કહે કબીર નિ:તત્ દરસે આવાગમન નિવારીયે"

એટલે આ સાર શબ્દ પાંચ તત્વ, પચ્ચીસ પ્રવૃતિ, ત્રણ ગુણ, ચાર અત:કરણ, દશ ઇન્દ્રિયો અને બાવન અક્ષરથી ન્યારો છે આ સાાર શબ્દને વિદેહ શબ્દ પણ કહ્યો છે જે જીભ્યા ઉપર આવતો નથી કે નથી જીભ્યાથી બોલી શકાતો, એટલે સદગુરુ કબીર સાહેબ શ્રીધનીધર્મદાસજી સાહેબ ને કહે છે કે.

શબ્દ શબ્દ સબ કોઇ કોઇ કહે વો તો શબ્દ વિદેહ

જિભ્યા પર આવે નહિ નિરખ પરખ કરિ લેહ

આ જ વિદેહ શબ્દને સાર શબ્દ અથવા સતનામ કહ્યો છે. આ સતનામને પ્રાપ્ત કરવા ઓળખવા માટે

॥ સત્યનામ ॥

સદગુરુ કબીર સાહેબ ભાર દઇને કહે છે કે.

"સતનામ બિન સબનર બુડે નરક પડી ચતુરાઇ"

ભવસાગર તરવા માટે કોઇ પણ જાતની ચાલાકી કે ચતુરાઇ કામ લાગતી નથી ફક્ત સતનામની ઉપલબ્ધીથી જ ભવસાગર તરી શકાય છે.

સતનામ પ્રાપ્ત કરવા માટે સતગુરુ સેવારૂપી કૃપાની આવશ્યક્તા છે કૃપા વગર મળે તેમ નથી માટે સતગુરુ બતાવેલી યુક્તિ રૂપ કરની કરવી પડશે એના માટે સતગુરુ કબીર સાહેબ ધની ધર્મદાસજી સાહેબને કેહ છે કે.

યહ કરનીકા ભેદ હૈ નહિ બુધ્ધિ વિચાર

કથની તજ કરની કર, તબ કૂછ પાવૈ સાર

કરની રૂપ ગુરુ કૃપાથી સાર શબ્દ અથવા સતનામ પ્રાપ્ત થશે જ્ઞાન રૂપ ચતુરાઇ કથની-કામ લાગશે નહી કારણકે " જ્ઞાની ભલે જ્ઞાન કથી " જ્ઞાન દ્વારા ઉપદેશ આપવો સહેલો છે પરંતુ કરની કરવાવાળા " કોઇ કોઇ હંસ હમાર " કોઇક વિરલા જ હોય છે. જસ કથની તસ કરની " હોય તો જ " જિન ઢંઢા તીન પાઇયા " જિન ઢુંઢા એટલે જેને શોધ રૂપ કરની કરી તેને સતનામ મળ્યું.

પણ ભવસાગર તરવા માટે નામની પ્રાપ્તિ કરવા માટે પ્રયત્ન કરતાં મન અનેક જાતની બાધાઓ-અવરોધો ઊભા કરે છે આ મનને સમજવા કે ઓળખવા માટે સાચા સતગુરુ સંતના સતસંગ આવશ્યક્તા રહે છે. માટે સાચા સતગુરુ-સંતના સાનિધ્યમાં રહી હંમેશા-નિત્ય સતસંગનું સેવન કરવું જોઇએ એટલા માટે જ સતગુરુ કબીર સાહેબ સતસંગ ઉપર ભાર મૂક્તાં કહે છે કે.

કરીયે નિત સતસંગ કો બાધા સકલ મિટાય

ઐસો અવસર ના મિલે બહુરી નર તન પાય

મન બહિર મુખ હોવાને લીધે સાધના માં ભક્તિમાં ઘણા અવરોધો ઉભા કરે છે માટે મનના કહ્યા પ્રમાણે ચાલવું કે કરવું જોઇએ નહી, એટલા માટે " મનકા કહાના કિજીયે, મન કહાં તહાં લે જાય " કારણ કે બહિર મુખી મન ધ્યાનમાં બેસવા દેતું નથી અને બેસવા છતાં સ્થિર થવા દેતું નથી આમ બહિર મુખ કેવો જબરદસ્ત પ્રભાવ છે ? જરા વિચારો.

હવે મન કોને કહેવું ? મનનું એકરૂપ નથી મન તો બહુરૂપીયા જેવું છે જ્યારે ઇચ્છા કરે ત્યારે " મન " કહેવાય અને જ્યારે નિર્ણય કરે ત્યારે " બુધ્ધિ " કહેવાય, જ્યારે યાદ કરે ત્યારે " ચિત " કહેવાય અને જ્યારે ક્રિયા કરે ત્યારે " અહંકાર " કહેવાય. જેવી રીતે પાણી ના ત્રણ રૂપ છે. તરલ, ઠોસ અને બાષ્પ જ્યારે તરલ હોય ત્યારે " પાણી " કહેવાય, ઠોસ હોય તો " બરફ " કહેવાય એમાં તાત્વિક કોઇ ફોડ નથી, એવી રીતે હજી સુક્ષ્મ રૂપે જોઇશું તો કામ, ક્રોધ, લોભ અને મોહ પણ મનનું જ રૂપ છે એમ સમજવું પણ આમ જોવા જઇએ તો મનનું સ્થુળ રૂપ છે ઇન્દ્રિયો

॥ સત્યનામ ॥

જેવું જેટલું ઇન્દ્રિયો ઉપર નિયંત્રણ સમજો એટલું જ મન ઉપર નિયંત્રણ. સદગુરુ કબીર સાહેબ પણ કહે છે કે " મન જાય પણ શરીર (ઈન્દ્રિયો) પર અંકુશ રાખો, આમ કરશો તો મન એની મેળે કંટ્રોલમાં આવી જશે માટે જ્યારે મનના ભાવ પ્રગટે ત્યારે મનને ઓળખો, પરખો અને એની પકડમાંથી મુક્ત થઇ જાવ તો જ એકાગ્રતા પ્રાપ્ત થશે એકાગ્રતા પ્રાપ્ત થતાં આગળનો રસ્તો મળશે.

માટે તત્વરહિત, નિઃતત્વ એટલે આત્મા-સારશબ્દ આ સારશબ્દ વિના મુક્તિ નથી " આમ સાર શબ્દની પ્રાપ્તિ થતાં આત્માની ઓળખ થતાં મન પાંગળું થઇ જશે એની બધી જ બહિરમુખ પ્રર્વતિઓ વિરામ પામી જશે. મનસાઓ શમી જશે જેથી નિર્વિષયી મન થતાં આત્મા એની મૂળ અવસ્થામાં આવી જશે એ અવસ્તાનું વર્ણન કરતાં સદગુરુ કબીર સાહેબ કહે છે કે " મુક્તિ નહી આકાશ મેં, મુક્તિ નહી પાતાલ, જબ મનકી મનસા મિટે તબહિ મુક્તિ રસાલ "

આમ મોહ રહિત નિષ્કામ એવી નિર્વિષયી મનની આનંદ અવસ્થા એજ મોક્ષ છે. આ અવસ્થાનો દ્રષ્ટા પણ આત્મા છે એવા આત્માનો અનુભવ સદગુરુની કરુણાથી પ્રાપ્ત થાય છે એ ગામ અજર અમર અને અખંડ તેમજ બાવનની બહાર એટલે કે પરાની પાર રહેલું છે.

દાદા ગુરૂ જયરામદાસજી કહે છે કે.

સદગુરુની કરૂણા થકી દર્શા નિજ દેદાર
ગુરુ લક્ષ્મણ જયરામને મળીયા પહોંચી પરાની પાર
જન્મ મરણ ભય ભાગ્યો રે મળી મને અમર જડી

વળી

અધર તખ્ત પર અલખ બિરાજે રોમ રોમ રણુકારા
ગુરુ લક્ષ્મણ જયરામને મળીયા નિરખ્યા બાવન બહારા
સૂર્તિ સ્હેજ શૂન્યમાં રે
(નિરખ્યા બાવન બહારા)

મહંતશ્રી સોમદાસજી ગુરુ શ્રી ભજનદાસજી સાહેબ
સત્સંગધામ, મુ.ચાચક, મો. બોડેલી
મો. ૯૯૭૪૩૮૮૭૯૩

॥ સત્યનામ ॥

# ગુરુ-શિષ્ય જ્ઞાન ગોષ્ઠિ

(ગતાંકથી આગળ)

શિષ્ય : ચેતનાના સ્થાન પરિવર્તન કરવા વિષે વિશેષ સમજાવવા કૃપા કરશો.

ગુરુ મહારાજ : ચેતના ને હું રોગી છું, હું દુ:ખી છું, હું બિમાર છું તેવા ભાવોમાંથી પાછી વાળીને એવા સ્થાન પર લગાડવામાં આવે કે આપને અત્યંત પ્રિય અને આકર્ષણનું કેન્દ્ર હોય તેમાં ચેતના સહજપણે સ્થિર થાય છે તો કોઇ સમસ્યા તમને બંધન કરશે નહી, મુંઝવશે નહી.

વિશિષ્ટ સ્થાન - એ બ્રહ્માંડમાં તેમ આપણા દેહમાં ચૈતન્ય પુરુષ આપ્યા છે જે આ ઘટમાં સર્વોપરી છે તે આખા વિશ્વમાં સર્વથી અધિક પ્રિય છે અને જે કોઇ વ્યક્તિમાં દેહમાં કે પદાર્થમાં પ્રિય ભાસે છે તેનો તમારા આત્માને લઇને જ ભાસે તે વિશિષ્ટરૂપે છે હવે તમને તેનાથી પણ વધારે સ્પષ્ટ કરતાં કહું કે જેને ચેતના કહીએ છીએ તેજ પોતે મનરૂપે, બુધ્ધિરૂપે આ ઘટમાં કામ કરે છે તે શુધ્ધ ચૈતન્ય સ્વરૂપ આપણું સત્યસ્વરૂપે પ્રાણાત્મા પોતે હરદમે ગાજી રહેલ છે તે જે ચેતનામાંથી ઉત્પન્ન થયું તેને મન બની જાય છે તો થોડી વારમાં મન મમત્વને છોડી દે છે કારણ કે મનને અતિ પ્રિય આત્મા છે.

શિષ્ય : મનને અતિપ્રિય આત્મા છે તે આપે કહ્યું તો પછી મન આત્મા સિવાય બીજા કોઇ પદાર્થો કે વિષયોમાં દોડે છે ? તે કૃપા કરીને કહો.

ગુરુ મહારાજ : ભાઇ ! તારો પ્રશ્ન સાચો છે મેં એમ કહ્યું મનને અતિપ્રિય આત્મા છે " તે તો જ્ઞાની માટેની વાત છે જેને સંસારનો અસાર, ક્ષણ ભંગુરતા સમજાઇ ગઇ છે એ આત્માની નિત્યતા ઓળખાઇ છે તેનું મન તો આત્મા સિવાય ક્યાંયે સ્થિર થતું નથી.

તમને આ પ્રશ્ન ઉદભવવાનું કારણ પણ મનની ચંચળતા છે આ મનની પહેલી સમસ્યા ચંચળતા છે પણ તમે જરા આ વાતમાં ઉંડા ઉતરી ને જુઓ તો અગર આ મનને જુઓ અને જાણો તમે મનને જાણતા નથી તેમ જોતા નથી ત્યારે તે ચંચળ હોય છે. પણ જ્યારે તમે મનને જુઓ અને જાણો કે તરત જ તે શાંત દેખાય છે આપણે અંતરિક નિરીક્ષણ કરતા નથી ત્યારે અનેક વિકલ્પો અદ્રશ્ય થતા જાય છે પક્ષી જ્યારે આકાશમાં ઉડશે ત્યારે પાંખ ફફડાવે છે ત્યાં તમે ઇચ્છો કે શાંત થઇને કેવી રીતે બને ? તે ઉડી રહ્યું છે દોડી રહ્યું છે ગતિ કરી રહ્યું છે સ્થિર કેવી રીતે રહેશે ? પણ તે પક્ષી માળા માં આવી ને જ સ્થિર થાય છે તમે પૂછો કે તે પછી સ્થિર છે કે ચંચળ ? તો તમે કહેશો કે પક્ષી ચંચળ છે તે મને પક્ષી માળામાં બેઠેલું બતાવીશ તમે કહેશોકે પક્ષી સ્થિર છે હું તમને આકઅમાં ઉડતું બતાવીશ.

આમ મન સ્થિર પણ છે અને ચંચળ પણ છે જો તમે મનને દોડવા માટે મોકળું મેદાન આપી દો તો તે ચંચળ જ દેખાશેઅને જો તમે માળામાં બેસાડી દેશો તો તે સ્થિર દેખાશે, માટે આ મનને અંતરના માળામાં લઇ જાઓ તે ત્યાં શાંત ચૂપચાપ બેસી જશે મન નિર્મળ જળ છે તેમાં જેવા રંગ નાખો તેવું જ થશે અંતર નિરીક્ષણથી મનની ચંચળતા માટે છે તે આ સમસ્યાનું મોટું સમાધાન છે તેથી જ દરેક સંતો મનને અંતરમુખ કરવાનું કહે છે.

શિષ્ય : કાયમને માટે જીવે પોતાનું સ્વરૂપ દેહને જ માન્યું છે તે હવે " હું આત્મા છું " તેમ કેવી રીતે માની શકે ?

ગુરુમહારાજ : જેમ દેહને પોતાનું સ્વરૂપ અજ્ઞાનને કારીને માની લીધું છે તેમજ સદગુરુના સંબોધનથી એટલે જ્ઞાનથી પોતાનું સ્વરૂપ આત્મા છે તે નક્કી કરવાનું છે જેમ સિંહનું કોઇ બચ્ચું જન્મતાં ભરવાડને હાથે જ હાથે આવી ગયું તેને બકારાના ટોળામાં ઉછેરી મોટું કર્યુ તેનું નામ મોટો બકરો પાડ્યું ત્યારે તેને સિંહ છું તેવી ખબર જ ન હતી પણ જ્યારે કોઇ મુક્ત સિંહ ભેટી પડયો અને તે બધ્ધા સિંહને પોતાના સ્વરૂપની ઓળખાણ કરાવી ત્યારે " હું બકરો છું " તેવો થયેલો ભ્રમ ટળ્યો અને સ્વરૂપની પિછાણ થતાં કાયમના સંગી બની ગયેલા બકરાંથી ભાગી ગયો તેમ જીવે કોઇ દહાડો પોતાનું સ્વરૂપ જાણવાની ઇચ્છા જ કરી નથી ધર્મનામે કે ભક્તિના નામે બોધ કરનાર ભરવાડિયા ગુરુ મળી ગયા છે તેણે તું દેહ છે અને દેહના સંગી તે ઇન્દ્રિયો, મન, બુધ્ધિ, વૃતિને બકરો તારા સગા સ્નેહી છે અને તું તે સર્વમાં મોટો બકરો અહંકાર રૂપે છે તુ મરે છે જન્મે છે સુખી છો, દુ:ખી છો, વગેરે દેહભાવોરૂપી બકરાના ટોળામાં ઉછરીને મોટો થયો છે તે " હું આત્મા છું " તેવી ખબર પણ નથી અને ખબર કોઇ ગુરુજનોએ તેને આપી નથી જેને સિંહ આત્મદર્શી સદગુરુ-સંત મળ્યા છે તે જ " હું આત્મા છું " તેવી કેવળ જ્ઞાનને પામે છે.

(ક્રમશ:) (ગુરુ શિષ્ય જ્ઞાન ગોષ્ઠિ)

મહંતશ્રી સુમરણદાસજી સાહેબ, કબીર મુક્તાશ્રમ કેલિયા
શ્રી કબીર કુટિર (કબીર આશ્રમ) ભેસાણ, જી. જૂનાગઢ

॥ સત્યનામ ॥

# મુક્તિનો માર્ગ

જ્યારે યાજ્ઞવલ્ક્ય ઋષિને સંન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છા થઇ તો તેણે પોતાની પત્ની મૈત્રેયી પાસે જઇને કહ્યું " હે મૈત્રેયી, મેં ઘર છોડીને સન્યાસ ધારણ કરવાનો નિશ્ચય કર્યો છે એટલે પરિવારના અને સભ્યોની સાથે તને પણ એક હિસ્સો ધનનો આપીને જવાની ઇચ્છા કરું છું " બ્રહ્મવાદિની મૈત્રેયી એ કહ્યું " ભગવાન ! જો ધનથી પૂર્ણ સમસ્ત સંસાર પણ મારો હોય તો શું એનાથી હું અમરત્વ પ્રાપ્ત કરી શકું ? " યાજ્ઞ વલ્કયએ કહ્યું " ના મૈત્રેયી ! એનાથી તમે ક્યારે પણ અમૃત્વ લાભ નહી કરી શકો પરંતુ ધન લોકોની જેની તમારા જીવન વૈભવ અને વિલાસિતા પૂર્ણ થશે, ધન રહેવાથી માન, પ્રષ્ઠિા, શારીરિક સુખ-સાધન અને અન્યાય જે બધુ સુખ-દુઃખમય ફળ છે. તેજ પામશો પરંતુ ધન દ્વારા ક્યારે પણ અમૃત્વ લાભની આશા નથી મૈત્રેયી એ કહ્યું " જેનાથી ચિરશાંતિ તથા અવિરત કલ્યાણ લાભ નહી મેળવી શકું ને પદાર્થથી મારો કોઇ મતલબ નથી " હે ભગવાન ! જે ઉપાય થી અમૃત્વ લાભ કરી શકાય છે, જે રીતે હું કલ્યાણને પ્રાપ્ત કરી શકું તે મને બતાવો. "

આ સાંભળીને પરમ સુખી અને પ્રસન્ન મનથી અધિકાકરિની બ્રહ્મવાદિની મૈત્રેયીને સુક્ષ્મ અને દુર્જ્ઞેય આત્મ તત્વનો ઉપદેશ આપ્યો તેમજ અમૃત્વ લાભનો પથ બતાવી દીધો.

મન, બુધ્ધિ તથા પ્રાણની ભીતર આત્મા વિરાજમાન છે આત્મબોધની શક્તિથી મન, બુધ્ધિ તથા પ્રાણ સંજીવિત જેવા થઇ કાર્ય કરી રહ્યા છે મન, બુધ્ધિના અંતઃ માં સ્થિત તે સુક્ષ્મ શક્તિ આત્મા જ જીવનું યથાર્થ સ્વરૂપ છે મન, બુધ્ધિ, દેહ-આ બધા આત્માના કોષ આવરણ છે.

દેહ, મન, બુધ્ધિ બધા પરિવર્તન શીલ છે એ બાધા સ્વપ્ન જેવા છે એની સાથે ાત્માનો સબંધ જ જીવત્વ છે દેહ, મન, બુધ્ધિરૂપ સ્વપ્ન રહિત થવા છતાં આત્મા સ્વપ્રકાશિત હોય છે જ્યારે અન્ય ઉપાધિનો બોધ નહી રહેતા જ્યારે વિશ્વ-પદાર્થ છાયાની જેમ અદ્રશ્ય થઇ જાય છે ત્યારે જીવત્વ શૂન્ય થઇ એક બોધજીય પ્રશાંત આત્મા જ સ્વપ્રકાશિત રહે છે મન, બુધ્દિ, દેહ વગેરે ઉપાધિ અને બાહ્ય જગત જ સ્વપ્નમય સંસાર છે. તે શાંતિમય બોધરૂપ અન્તર્રાજ્યમાં ગમન કરવાથી જીવની સમસ્ત આકાંક્ષા અને અશાંતિ દૂર થઇ જાય છે તે પરમ સ્વબોધ-સ્વરૂપ પરમાત્માના દર્શન કરી ચિર કલ્યાણનો લાભ લઇ જીવ કૃગર્થ અને ધન્ય થઇ જાય છે તે સત્યનું દર્શન કરવાથી સમસ્ત સંશય, ભ્રમ, સંદેહ દૂર થઇ જાય જાણવાનું કંઇ રહેતું નથી અને આકાંક્ષા પણ રહેતી નથી જીવ સદાકાળ (હંમેશા માટે આત્મભાવમાં, શાંતિ સાગરમાં, બ્રહ્મ સાગરમાં નિમગ્ન થઇ જાય છે.

એટલા માટે યાજ્ઞવલ્યએ કહ્યું - હે મૈત્રેયી ! તમે બાહ્ય જગતને ન જોતાં આત્માનું દર્શન કરો પ્રકૃતિરૂપ અનાત્મ રાજ્ય માં ન રહેતા આત્મરૂપ અનન્તહીન બોધ રાજ્યમાં પ્રવેશ કરો, આવરણ અને ઉપાધિનો ત્યાગ કરી ઉપાધિ રહિત સ્વ-સ્વરૂપમાં પ્રાપ્તિમાં સુખી થાઓ પુનઃ દેહ ધારણ, બાહ્ય ાનાત્મ જગતમાં પરિભ્રમણ ત્યાગ કરી સદા શાંતિ ધામમાં પ્રવેશ કરો.

હે મૈત્રેયી ! શાંતિનો એક માત્ર આશ્રય તે આત્મદર્શન કરવાનો હશે, આત્મતત્વનું શ્રવણ કરવાનું રહેશે આત્મ વિષયનું મનન અને ચિંતન કરવાનું રહેશે અને તે પછી તે આત્મબોધનું ધ્યાન કરવું પડશે તે આત્મબોધમાં અન્તહીન રૂપમાં તન્મય થવું પડશે ધ્યાન કે તન્મયતા મનન, ધ્યાન દ્વારા જ આત્માને જાણવામાં આવે છે આચાર્ય, ગુરુ અને શાસ્ત્રથી જ આત્મતત્વ આત્મ પ્રાપ્તિનો પથ જાણી શકાય છે.

મહંતશ્રી દયાનંદદાસજી સાહેબ
કબીર સેવાશ્રમ કંબોઇ

॥ સત્યનામ ॥

# સાધના પર વિચાર

માનવ સતચિત આનંદ સ્વરૂપ છે પરંતુ આત્મ અજ્ઞાનતા ને કારણે ક્ષણિક સુખ-ભોગની પાછળ ક્ષણભંગુર-નશ્વર પદાર્થોને સત્ય માનીને પોતાનું સમગ્ર જીવન નષ્ટ કરી દે છે ફળ સ્વસ્પ ન ચાહતા પણ પાપ કરી બેસે છે અર્થાત્ રજો ગુણથી ઉત્પન્ન કામ, ક્રોધ, ભોગોમાં તૃપ્ત નહી થનાર મહા પાપી છે પોતાની જ ઈન્દ્રિયો બહિર્મુખી અવસ્થામાં ઘોર શત્રુ છે અને સ્વાધીન અવસ્થામાં પરમ મિત્ર છે ઈન્દ્રિયોને સ્વવશ થવાથી જ ત્યાગ, વૈરાગ્યની ભાવના પ્રબળ થશે અને જેનાથી સાચું જ્ઞાન થશે એટલા માટે સદગુરુ કબીર સાહેબ કહે છે કે.

જેહિ ખોજત કલપો ગયે ઘટહિ માંહિસો મૂર, બાઢે ગર્વ ગુમાનતે તાતે પરિગયો દૂર

સદગુરુ કબીર સાહેબ કહે છે કે સાચુ સુખ અંદર છે પરંતુ લોક અન્યત્ર ખોજે છે તે અજ્ઞાની છે અત્રાની સાધક ધન, માન, પદ, પદાર્થ ને લીધે અહી-તહીં ભટકી ને સતપુરુષની ખોજ પાણી, પત્થર, પહાડમાં પોતાનો પૂર્ણ સમય વેડફી નાખે છે.

કસ્તૂરી કુંડલ બસે મૃગ ઢૂંઢે બન માંહિ, એસે ઘટઘટ રામ હૈ દુનિયા દેખે નાહિ

અર્થાત્ ઘટની અંદર અંર્તાત્માને નહી જાણવાને લીધે હિંસાત્મક ભાવનાઓની પ્રબળતા છે જન સમૂહમાં ઈર્ષા, દ્વેષ, કપટનો વ્યવહાર અધિક માક્ષામાં થઇ રહ્યો છે આવા સમયે પરમાત્મા સત્પુરુષને જાણવાની આવશ્યક્તા છે જો શુધ્ધઅંત:કરણથી સુમિરણ, ભજન, ધ્યાન સાધના દ્વારા ઓળખવામાં સુલભ થશે એટલા માટે સાહેબ કેહ છે કે

સુમિરન કીજે રામકા કાલ ગેહે કૈશ, નજાને કબ મારિ હૈ ક્યા ઘર ક્યા પરદેશ

સાધક જ્ઞાની અને અજ્ઞાની બધાને ખબર છે કે સંસારમાં કોઈ રહેવાના નથી સાથે કોઈ વસ્તુ લઇ જતા નથી માનવે અલ્પ જીવન માટે એટલો બધો કારોબાર વધારી દીધો કે સમયનો ખ્યાલ રહેતો નથી જન્મ, જરા અને વિપતિના દુ:ખને જોતો, રડતો, ચિલ્લાતો છતાં પણ ભયભીત નથી માનવ સુખ શાંતિ રહિત પદાર્થોમાં શાંતિની કલ્પના કરી તેમાં જ આજીવન તલ્લીન થઇ જાય છે પરિણામે આત્મ શાંતિ કલ્યાણથી વંચિત રહી જાય છે પરમશોધી નું કારણ સ્વ-સ્વરૂપ પરમાત્મા પોતાની અંદર છે જ એવો ખ્યાલ રાખવો જાઈશે એટલા માટે સાહેબ કહે છે કે

" દિલમેં ખોજ દિલહિમેં ખોજો, યહી કરીમા રામા

અર્થાત્ તમારું જીવન જ પરમાત્માનું મંદિર છે એટલે દિલમાં જ ખોજ કરવાની જરૂર છે.

વિચાર, મનન, મંથન વગર જ્ઞાન થતું નથી એટલે આત્મજ્ઞાન માટે વિચાર કરવો આવશયક છે સાદન હીન માનવ માં સાચા વિચારોનો હંમેશા અભાવ હોય છે સાધનના સબંધમાં સદગુરુ કબીર સાહેબ કહે છે

તન થિર મનથિર વચન થિર સુરતિરિતિ થિર હોય, કહે કબીર વહ દાસકો આવાગમન ન હોય

ઈન્દ્રિયો અનાદિકાળથી ભૌતિક ભોગોમાં લિપ્ત બનીને ચંચળ થઇ ગયેલી છે ઇન્દ્રિયોને યોગી,ધીર પુરુષ જ પોતાની આત્માની ઓળખમાં લે છે એટલે ઈન્દ્રિયો સંયમિત હોવી ખૂબ જ જરૂરી છે સંકલ્પ વિકલ્પવાળૂ મન બંધન અને મોક્ષ બંનેનું કારણ છે.

માનવ અજ્ઞાનવશ અનાદિકાળથી પદ,પદાર્થો દ્વારા મસ્તક પર બોજ લઇને આસક્ત રહે છે સૂતાં, ઉઠતાં, ચાલતાં, બેસતાં, ખાતાં-પિતાં પોતાની સુરતિને સંસારી બનાવી લે છે મોક્ષ સાધક જ્યાં સુધી સુરતિ પર ધ્યાન નહી રાખે ત્યાં સુધી સ્થિરતા અસંભવ છે સાધક સુરતિ દ્વારા જ સતપુરુષની ઓળખાણ કરે છે સુરતિની તલ્લીન સ્થિતિ નિરતિ છે એટલે જ સદગુરુ કબીર સાહેબ કહે છે કે.

સુરતિ ફંસી સંસારમેં તાતે પડી ગયો દૂર, સુરતિ બોધ સ્થિર કરો આઢો પહર હજૂર

સુરતિ સમાણી નિરતિમેં નિયગ્રી રહી નિરધાર, સુરતિ નિરતિ પરચાભયા તબ ખૂલે સ્વંયભૂ દ્વાર

જેમ અંધકારને દૂર કરવા પ્રકાશની જરૂર પડે છે તેમ દ્વેષ ને દૂર કરવા જ્ઞાન,સદાચરણની નિતાંત આવસ્યક્તા રહેલી છે.

મહંતશ્રી સેવાદાસજી સાહેબ
કબીર મંદિર, વાંસિયા, તા.સંજેલી

॥ સત્યનામ ॥

# સંકલ્પ

### ઇન્સાન હમ બનેંગે

સંકલ્પ હો હમારા ઇન્સાન હમ બનેગે (૨)
ઇન્સાન બન ગયે તો ભગવાન હી બનેંગે...
હમ એકહી ગગન કે ચમકે હુએ સિતારે (૨)
લગતે હૈ કિતને પ્યારે (૨) હસતે રહે હસેંગે...
હમ એકહી ચમન કે ફૂલ હૈ ન્યારે ન્યારે
લગતે હે કિતને પ્યારે ખીલતે રહે ખીલેંગે...
મંદિર તો એક હી હૈ દીપક હૈન્યારે ન્યારે
લગતે હૈ કિતને પ્યારે જલતે રહે જલેંગે...
હો બૌધ્ધ જૈન મુસલીમ હિન્દુ હોયા ઇસાઇ
આપસ મેં ભાઇ ભાઇ સબકે ગલે મીલેંગે...
ગીતા પુરાણ આગમ ગુરુગ્રંથ ઔર કુશને
ઇન્સાનીયતકી ગાથા હમ પ્રેમસે પઢેંગે...

### ગુરુ ભક્ત હમ બનેંગે

સંકલ્પ હો હમારા ગુરુ ભક્ત હમ બનેંગે
ગુરુ ભક્ત બન ગયેતો સદજ્ઞાનભી લહેંગે...
ગુરુ ભક્તિપદ કઠિન હૈ આપતિયાં હૈ ભારી
મનમેં પ્રસન્ન હોકર સબકો સહન કરેંગે
હમ એક હી લગન કે હૈ ભક્ત ન્યારે ન્યારે
લગતે હૈકિતને પ્યારે નિર્મલ સદા રહેંગે
હમ એક હી ગુરુ કે હૈ શિષ્ય ન્યારે ન્યારે
લગતે હૈ કિતને પ્યારે ચરણો મેં નત રહેંગે
ગુરુ ધરતો એકહી હૈ વ્યક્તિ હૈ ન્યારે ન્યારે
લગતે હૈ કિતને પ્યારે તેજસ્વી હમ બનેંગે
ગીતા પુરાણ બીજક સદગ્રંથ આદિ જેતે
ચિંતન મનન હંમેશા કરતે રહે કરેંગે
ગુરુ ભક્તિ સંત સેવા સત્સંગ ભાવ પાવન
આદર્શ યુક્ત જીવન હમતો સદા ગહેંગે...

(સંકલન)
શ્રી સુધીરભાઇ સોલંકી
જેસાવાડા

॥ સત્યનામ ॥

# ગૃહસ્ત ગીતાના અણમોલ વચન

૧) ચારવાતોને યાદ રાખો
- વડીક, વૃધ્ધોનો આદર કરો - નાનાની રક્ષા અને તેમના પ્રત્યે સ્નેહ કરવો
- બુધ્ધિમાનની સલાહ લેવી - મૂરખાઓની સાથે ક્યારેય પણ વિવાદ ન કરવો

૨) આ ચારમાં ક્યારેય શરમ ન અનુભવી
- જૂના કપડામાં - ગરીબ મિત્રમાં
- વૃધ્ધમાન પિતામાં - રહેણી-કરણીમાં

૩) ચાર ચીજો મનુષ્યને શુભ ભાગ્યથી મળે છે
- પ્રભૂને યાદ રાખવાની લગન - સંતોની સંગતિ
- ચરિત્રની નિર્મળતા - ઉદારતા

૪) ચાર ગુણ ખૂબ જ દુર્લભ છે
- ધનમાં પવિત્રતા - દાનમાં વિનય
- વીરતામાં દયા - અધિકારમાં નિરાભિમાનતા

૫) ચાર વાતોને હંમેશા યાદ રાખો
- બીજા દ્વારા આપણા પર કરેલ ઉપકાર - આપણા દ્વારા બીજા પર કરેલા અપકાર
- મૃત્યુ - પ્રભુ

૬) ચાર અવસ્થામાંથી પરિચય મળે છે
- દરિદ્રતામાં મિત્ર - નિર્ધનતામાં સ્ત્રી
- રણમાં શૂરવીર - બદનામીમાં ભાઈબંધ

૭) ચાર વાતોમાં મનુષ્યનું કલ્યાણ છે
- વાણીનો સંયમ - અલ્પનિદ્રા
- અલ્પ આહાર - એકાંતમાં ભગવત્ સ્મરણ

૮) ચાર પ્રકારના મનુષ્યો હોય છે
- ન પોતે ખાય અને બીજાને ખાવા દે - પોતે ખાય પરંતુ બીજાને ન આપે
- પોતે ન ખાય પરંતુ બીજાને આપે - પોતે ખાય અને બીજાને આપે

૯) ચાર ચીજો ગયા પછી મળતી નથી
- મોઢાથી નીકળેલી વાત - કમાન થી નીકળેલું તીર
- વીતી ગયેલી ઉંમર - નાશ પામેલું જ્ઞાન

૧૦) - શુધ્ધ સાધનમાં ચાર વાતોનું પાલન કરો
- ભૂખથી ઓછુ ખાવું - લોકપ્રતિષ્ઠાનો ત્યાગ
- નિર્ધનતાનો સ્વીકાર - ઈશ્વરની ઈચ્છામાં સંતોષ

શ્રી ચંદ્રસિંહ માનસિંહ બારીયા
તાજપુરી, તા.મોરવા(હ), જી.પંચમહાલ

॥ સત્યનામ ॥

# સફળતાની ચાવી-કર્મઠતા

સદ્‌ગુરુ કબીર સાહેબે આપણને નિરંતર પુરુપાર્થ કારવા માટે કહ્યું છે આપણે એ પણ સ્વીકારીએ છીએ કે પુરુષાર્થ કરવા છતાં સફળતા મળી નહી સાહેબની વાણી પણ વારંવાર સંદેશ આપે છે કે.

કહે કબીર કછુ ઉધમ કીજે, આપ ખાપ ઔરન કો દીજે ।

આપણે આપણા પર વિશ્વાસ રાખીને નકકર કામકરવા પ્રવૃત રહેવું જોઇએ કંઇક નવું કરવા, સર્વજન હિતકારી કાર્ય કરવા માટે શ્રમ કરવો જોઇએ આ જ જગતમાં આવવાનો આપણો ઉદેશ્ય છે. સામાન્ય રીતે કોઇ નવું કાર્ય, નવો વિચાર તત્કાલ કોઇ સ્વીકારતા નથી પરંતુ લાભ સામે આવતાં બધા જ તેનો સ્વીકાર કરે છે પ્રત્યેક સફળતા પહેલા નિષ્ફળતાનો સામનો કરવા માટે આપણે તૈયાર રહેવું જોઇએ નિષ્ફળતા મળતાં નિરાશ થવાને બાદલે પૂરા વિશ્વાસથી આગળ વધવું જોઇએ.

નવા વિચાર કે નવા કાર્યની પ્રસ્તુતિ માટે વિરોધ અને ઉપહાસનો સામનો કરવો પડે છે એનો અર્થ એ નથી કે કોઇ નવા કાર્ય માટે નવો વિચાર છોડી દેવો નવા વિચારને સ્વીકારવા માટે લોકો સંકોચ અનુભવે છે કેમકે નવા વિચારની કાર્યાન્વયન વધુ સમય અને શ્રમની અપેક્ષા રાખે છે નવી ચેલેન્જનું બીડુ ઝડપવા માટે આરામ અને શાંતિનું બલિદાન આપવું પડે છે એટલા માટે નવા વિચારો કે નવા કાર્યને દબાવી દેવા ની કોશીશ કરવામાં આવે છે.

એક કોલોનીની સામે સરકારી પ્લોટ ખાલી હતો લોકો ત્યાં જઇને કચરો ફેંકીને કચરાનો ઢગલો બનાવી ગંદકીનું વાતાવરણ બનાવી દીધું હતુ કોલોનીમાં લોકોની મીટીંગમાં એક યુવકે પોતાના વિચાર રજૂ કર્યા કે આ ખાલી પ્લોટના થોડા ભાગ ચિલ્ડ્રન પાર્ક બનાવવામાં આવે અને બાકીના ભાગમાં બગીચો બનાવવામાં આવે આ પ્રસ્તાવ સાંભળતાં જ બધા તેના પર તૂટી પડયા અને કહેવા લાગ્યા કે ગંદકી કયાં ફેકવામાં આવશે ? બાળકો ભેગા થઇ લડશે-ઝગડશે તો ? અસામાજિક તત્વો અડો જમાવશે તો ? વગેરે અનેક સંભવિત અવસ્થાનું લીસ્ટ આપવા લાગ્યા છતાં એ યુવક પોતાની વાત પર અડગ રહ્યો એટલે બધા લોકો કહેવા લાગ્યા કે આ કામ માટે પૈસા ક્યાંથી આવશે ? તું ખુદ પૈસા એકઠા કર અને ચોકીદારની વ્યવસ્થા પણ કર તારો પ્રસ્તાવ સ્વીકાર કરીએ છીએ.

તે કર્મયોગી યુવકે હાર માની નહી તેણે સરકારી સહાયતા અને જનતાના સહયોગથી ફંડ એકઠું કર્યુ છ મહિનામાં તો સુંદર બાલોધાન અને સુંદર બગીચો તૈયાર થઇ ગયો.

સારા કાર્યમાં અનેક બાધાઓ (મુશ્કેલીઓ)આવે છે હવન હોય તો ત્યાં હાડકાં નાખનારા હોય જ છે ! છતાં પણ કાર્યની સફળતા માટે સમાજમાંથી કેટલાય મળી રહે છે એ જ મહત્વનું છે નિર્માણની નજર રાખનાર નિષ્ફળતાની પરવાહ કરતા નથી.

દુનિયામાં બે પ્રકારના લોકો હોય છે (૧) લક્ષ સિધ્ધ કરવા માટે કષ્ટ સહન કરવાવાળા (૨) જીવનમાં ફક્તઆરામ ખોળવાવાળા. જીંદગીને પોતાનું એક ગણિત હોય છે કોઇને હંમેશા કષ્ટ-ત્રાસ નહી હોતો તો કોઇને સદા આરામ પ્રિય નથી હોતો.

॥ સત્યનામ ॥

દેશ દુનિયાનો ચહેરો એટલા માટે બદલાયો છે કેમ કે કેટલાય કર્મવીર વ્યક્તિઓએ પોતાના સ્વપ્ન સિધ્ધ કરવા માટે સંઘર્ષ કરતા કરતા સ્વયંની આહૂતિ આપવામાં સંકોચ કર્યો નથી માનવી પોતાના વાહન, કાર કે સ્કૂટરને ગેરમાં નાખતાં શીખી લે છે પરંતુ દિમાગને ગેરમાં નાખવા શીખતાં ઘણો વિલંબ કરે છે.

માનવી ને બેકાર કરવાવાળા નહી પરંતુ ધ્યેયનિષ્ઠ બનવાની જરૂર છે કર્મયોગી બનવા માટે કર્મનું મહત્વ સ્વીકારી તેને ન્યાય આપવાની ટેવ પાડવી જોઇએ આજ્ઞા માનવાવાળાની ફોજ અધિક હોય તો કામ ભલે થઇ જાય થઇ જાય પણ કામ શોભાયમાન બનતું નથી કેમ કે કાર્યની શોભા કર્તાના સ્વયં સ્પર્શથી થાય છે.

અંગ્રેજ પ્રત્યેક ભારતીય કર્મચારી ને તાબેદાર અને સ્વયં ને મહેરબાન માનતા હતા આપણો દેશ આઝાદ થયો પ્રજાતંત્ર સ્થાપિત થયું છતાં પણ હજી પણ મોટાભાગની ચેમ્બરો-ઓફિસોમાં પ્રજા સેવક નહી મહેરબાન સાહેબ જ મળે છે.

ચિંતક એ કર્મરત રહેવાની વૃતિને પ્રોત્સાહિત રાખવા માટે આઠ નિયમ બનાવ્યા છે.

૧ કર્મઠ બનો, કામ કરવાવાળા બનો, કામ ટાળવાવાળા કદાપિ નહિ.

૨ પરિસ્થિતિના આદર્શ બનવાની રાહ મત જુઓ પરિસ્થિતિ ક્યારેય પણ આદર્શ થવાવાળી નથી ભવિષ્યમાં આવનાર મુશ્કેલીઓ અને તેની શક્યતાઓનો વિચાર કરો.

૩ યાદ રાખો માત્ર વિચારો કરવાથી સફળતા મળતી નથી પરંતુ તેમાં કાર્યાન્વિત થવાથી એના પરિણામનું મૂલ્ય છે.

૪ નિર્ભય બનવા અને આત્મ વિશ્વાસ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરો.

૫ તમારા મનોયંત્રને મશીનની જેમ ચાલુ કરો.

૬ કામ ક્યારે શરૂ કરીશું એવું મત વિચારો

૭ કામમાં ખોવાઇ જાઓ તત્કાલ કાર્યમાં જોડાઇ જાઓ

૮ પહેલ કરો, સંઘર્ષ કરો, સ્વયં સેવક બનો, આગળ વધો

સમસ્યાછે સમાધાન ખોળો ખોળવાવાળાને રસ્તો અવશ્ય મળે છે બસ થોડા ઉંડા પાણીમાં ડૂબકી મારવાની તૈયારી કરો મોતી એ જ મેળવે છે જે ઉંડાપાણીમાં ઉતરવાથી ડરતા નથી યોગ્ય સ્થાન દેખો પોતાની ક્ષમતાના વધારાનો પ્રયત્ન કરો.

સફળતા મેળવવા માટે પોતાને પોતાના પર પાકો ભરોસો હોવો ખૂબ જરૂરી છે એટલા માટે જ સદગુરુ કબીર સાહેબ કહે છે કે.

કરું બંહિયા બલ આપની છોડ બિરાની આસ
જાકે અંગન નદી બહે સો કસ મરે પિયાસ

શ્રી સુરસીંગભાઇ સંગાડા
વાંસિયા, તા.સંજેલી

॥ સત્યનામ ॥

# મહાપુરુષોના વિચારો

૧ સંપતિ, સત્તા અને શરીરને કાળ વાપરે એ પહેલા તમે તેને સન્માર્ગે વાળી દો.

- રવિન્દ્રનાથ ટાગોર

૨ સારા વિચારો રાખવા એજ આંતરિક સૌંદર્ય છે.

- સ્વામી રામતીર્થ

૩ અહંકાર રાખવો એ અક્ષમ્ય અપરાધ છે.

- સ્વામી વિવેકાનંદ

૪ ધર્મના સર્વોચ્ચ પાલન માટે અપરિગ્રહ થવું જરૂરી છે.

- ગાંધીજી

૫ માણસે એકમેક ને સમયના ગાળામાં પોતાની રીતે ઓળખી લેવા જોઇએ.

- પાંડુરંગ શાસ્ત્રી

૬ પરોપકારી માણસ ધન મેળવીને વિનમ્ર થઇ જાય છે.

- ગોસ્વામી તુલસીદાસ

૭ એવી કોઇ વ્યક્તિ નથી જે કામની ન હોય વ્યક્તિને તેને યોગ્ય કામમાં લગાડવી જોઇએ.

- શંકરાચાર્ય

૮ આપણે કંઇ રિધ્ધિ સિધ્ધિ કે ધન સંપતિ નહી જોઇએ કેવળ ભગવાનનો સ્વાદ જોઇએ

- ગુરુનાનક

૯ નિર્ગુણ સમજવું અઘરું નથી એ દેખીતું જ નિર્ગુણ છે પણ આ સગુણનો ભેદ ઝટ ખૂલતો નથી

- સંત જ્ઞાનેશ્વર

૧૦ આપણે હંમેશા કોરા કાગળ જેવું રહેવું જોઇએ પ્રભુની ઇચ્છા એમાં તત્ક્ષણ અંકિત થાય

- શ્રીમાતાજી

૧૧ આત્મા પંખી છે અને શરીર છે તે પંખીનો માળો છે પંખી પુખ્ત થતાં આકાશની સહેલ માણવા લહેરથી માળો છોડી જાય છે

- રિસ્ટવલ્લુવર

૧૨ ભગવાન જેના પર કૃપા કરવા ઇચ્છે છે તેને કષ્ટ આપે છે રોગ, સાંસારિક ક્ષતિ, આત્મીયજનનું મૃત્યુ આ સર્વ ભક્તિ માર્ગમાં થનારી કસોટીઓ છે.

- ગો.તુલસીદાસજી

(ધર્મદર્શન)
શ્રી સુનીલભાઇ સી. સોલંકી
જેસાવાડા

॥ સત્યનામ ॥

# સાચા સંત

રૂની પૂણીઓ વાળતા અને વેચતા એ વ્યક્તિને બધા " પૂણિયો " નામથી ઓળખતા હતા રૂની પૂણીમાંથી જે આવક થાય તેનો સદઉપયોગ કરી એક નિયમ બનાવ્યો કે " માયા ભેગી કરવી જ નહિ, જીવન ભાગવાને સોંપેલું છે પછી બચતની શી જરૂર છે ? તેણે સ્ત્રીને કહ્યું " હવે આપણે રોજ એક મહેમાનને જમવા બોલાવીશું ભલે આપણી સાથે એક વધારે માનવીનું કલ્યાણ થાય. "

એ રીતે રોજના એક એક મહેમાનને એ બંને ભોજન કરાવવા લાગ્યા જરૂરિયાતવાળો મળી જાયતો સારું નહિતો ધર્મશાળામાંથી કોઇ પ્રવાસીને બોલાવી લાવે.

તેમને આનંદ થવા લાગ્યો કે ચાલો આ રીતે બચતનો સદુપયોગ થાય છે કોઇનું પેટ ઠરે છે અને માયા વળીતી નથી.

નિયમિત રીતે પૂણિયાનો એ ક્રમ ચાલુ રહ્યો એક દિવસ ન થવાનું થયું પૂણિયાને કોઇ જમવાર ન મળ્યું પૂણિયાએ તો એક ટંક ઉપવાસ ખેંચી નાખ્યો તેનો તો નિયમ હતો કે કોઇને જમાડીને જ જમવું નહિતો ભૂખ્યા રહેવું.

બીજે દિવસે પણ કોઇ મળ્યું નહિ. હા, એક સિધ્દ પુરુષ આવ્યા હતા તેમનું પ્રવચન હતુ પૂણિયો તો એ પ્રવચનમાં પહોંચ્યો પ્રવચન બાદ મહાત્માને કહે " મહારાજ ! મારે ઘરે મહેમાન થાઓ મારો નિયમ છે કે કોઇને જમાડીને જમવું કાલે પણ કોઇ મળ્યું નથી આજે તમે કૃપા કરો ! "

મહાત્માને તો આ માનવીની વાત નવાઇ લાગી કુતૂહલ ખાતર તે તો પૂણિયાને ત્યાં ગયા પૂણિયાનું સંતોષી જીવન જોઇ મહાત્માને ભારે નવાઇ લાગી તેમને થયું કે આવા અદભૂત માણસો પણ ધરતી પર છે ખરા ચાલો એમને ખુશ કરી દઇએ.

મહાત્મા સિધ્ધ હતા. પારસમણિ તેમની પાસે હતો જતી વખતે તેણે પૂણિયાની તવીને પારસમણિને સ્પર્શ કર્યો તવી સોનાની બની ગઇ.

એ વાત સંતના ગયા પછી જ ખબર પડી તેમના ઘરમાં માત્ર એક જ તવી હતી બીજું કંઇ હતું જ નહિ એ તવી સોનાની થઇ છે એવી વાત બિચારા ભોળા માનવી ક્યાંથી સમજે ? તેમને તો થયું કે જરૂર મહાત્માની ભૂલ થઇ છે આપણી લોખંડની તવી તેની પાસે ગઇ છે અને તેઓની સુવર્ણતવી અહીં આપણે ત્યાં રહી ગઇ છે.

હવે એ બંનેનો નિયમ હતો કે માયા સંઘરવી નહિ ત્યાં આ સુવર્ણ તવીનો બોજ માથે પડી ગયો ભલા આ ઝૂપડામાં આવી કિંમતી વસ્તુને સાચવી ક્યાં ? પૂણિયો તો પછી રોજ પેલા સંતને શોધવા લાગ્યો પોતે ઘરમાં એક માટીની તવી વસાવી દીધી તેન પર જીવન શરૂ કર્યું મહેમાનનોનું માન તો ખરું જ પણ પેલા સિધ્ધ મહાત્માની શોધ તો ચાલું જ.

ઘણા દિવસો બાદએ મહાત્મા તેની નજરે પડી ગયા પૂણિયાએ દોડીને તેમને વંદન-નમન કર્યા મહારાજ ! ફરીતી પધારો આપના આતિથ્યનો લાભ આપો.

મહાત્માને થયું કે ચાલો જઇએ જોઇએ તો ખરા કે પેલા સુવર્ણને તેમના ઘરમાં શો ફેર પડયો છે ? તેમને થયું કે ઘરમાં કોઇ રાચરચીલું હશે ઘર રૂઆબથી કોઇક ઓર હશે.

પણ જઇને જોયું તો ઘર અગાઉ જેવું જ અરે, અગાઉ કરતા મેં કંઇક વધુ ખાલી તેમની નજરે માટીની તવી પર પડી પણ તેમણે કહ્યું કંઇનહિ

હા, ભોજન પત્યા બાદ જ્યારે તેઓ જવા લાગ્યા ત્યારે પૂણિયો કહે " મહારાજ ! આ ચીજ લઇ જાઓ તમે પહેલી વખત આવ્યા ત્યારે અહીં રહી ગઇ હતી અમારો તો સાચવનિ દમ નીકળી ગયો અમે કદી માયા સંઘરતા નથી અને આ તો થઇ સુવર્ણની ચીજ

" મહારાજ " અમે કંઇક મેળવવા માટે મહેમાનોને આમંત્રણ આપતા નથી એટલું બચી જ જાય છે માટે તેનો અમે સદુપયોગ કરી એ છીએ આ ચીજ પાછી લઇને અમને ઋણ મુક્ત કરો એવુ કહીં ને પૂણિયાએ તથા તેની સ્ત્રીએ સુવર્ણ તવી આપીને વંદન કર્યા.

મહાત્મા વિચારવા લાગ્ય ।કે હું મારી જાતને સિધ્ધ અને સંત કહું છું પણ સિધ્દ શાનો ? જેઓ આટલા પરમ સંતોપી અને પ્રામાણિક છે એ જ સાચા સંત છે મને તો પારસમણિનો ઘમંડ છે એમને તો એનીય જરૂર નથી ખરા સંતતો એ લોક જ છે. !

જતી વખતે સિધ્ધ મહાત્મા જ્યારે પૂણિયાને તથા તેની સ્ત્રીને પગે પડયા ત્યારે પૂણિયો અને તેની સ્ત્રી સમજી શક્યા નહિ કે મહાત્મા આવું કેમ કરે છે ?

ભક્તશ્રી વિનોદદાસજી સાહેબ
રાછરડા

॥ સત્યનામ ॥

# સ્વયંને ઓળખો

મોકો કહાં ઢૂંઢે બંદે મૈં તો તેરી પાસમેં
ના તીરથ મેં ના મૂરત મેં, ના એકાંત નિવાસ મેં
ના મંદિર મેં ના મસ્જિદમેં ના કાશી કૈલાસ મેં
ના મૈં જપમેં ના મૈં તપમેં નામૈં વ્રત ઉપવાસમેં
ના મૈં ક્રિયા કર્મ મેં રહતા નહી યોગ સન્યાસ મેં
નહીં પ્રાણમેં નહી પિંડમેં નહીં બ્રહ્માંડ આકાશ મેં
ના મૈં બ્રકુટિભંવર ગુફામેં મૈં સબ શ્વાસનકી શ્વાસમેં
ખોજી હોય તુરત મિલજાઉં, પલભરકી તલાસ મેં
કહહિં કબીર સુનોભાઇ સાધો મૈં તો હૂં વિશ્વાસ મેં

સદગુરુ કબીર સાહેબ આત્મા-પરમાત્માની ઓળખ આપતાં કહે છે કે પરમાત્માતો સૌના શ્વાસમાં (હૃદયરૂપી ગુફામાં) વસે છે એ જ રામ, એ જ પરમાત્મા, એ જીવનું વાસ્તવિક સાચુ સ્વરૂપ છે એ જીવરૂપી રામ, પરમેશ્વરથી જ આખો સંસાર ઉત્પન્ન થયો છે એ પૂર્ણ પરમેશ્વર (સર્વાત્મા) તેનું બહાર ક્યાં શોધે છે ? એ તો નારી પાસે જ છે સાક્ષી સ્વરૂપેનારા (હૃદયમાં જ બિરાજમાન છે એ પરમાત્મા સ્થાનોમાં તીર્થો ફરવાથી મળતા નથી એ મૂર્તિમાં નથી એકાન્તમાં નથી કાશી-કૈલાસ માં નથી એ જપ-તપ, વ્રત, ઉપવાસમાં નથી એ મંદિર-મસ્જિદમાં નથી એ તીરથ-વરત કરવાથી મળતા નથી એ ક્રિયા-કર્મકાંડ કે યોગ કરવાથી મળતા નથ, સન્યાસ લેવાથી કે જંગલમાં કે પર્વત પર પણ નથી, એ પૂર્ણ પરમાત્મા (રામ) પ્રાણમાં, પિંડમાં, બ્રહ્માંડમાં કે ભ્રકુટિમાં નથી પરંતુ તે સાક્ષીરૂપે દરેકના શ્વાસમાં વિધમાન છે હાજર છે પ્રગટ છે પરમાત્મા દરેક કર્મોનો સાક્ષી છે પણ તે અકર્તા છે તે રામ રૂપ, રસ. ગંધ, શબ્દ, સ્પર્શથી રહિત છે તે સાક્ષી છે પણ કર્તા નથી કર્મોનો કર્તા-હર્તા તો મન-ઇન્દ્રિયો છે કબીર સાહેબે એક સાખીમાં કહ્યું છે કે.

કસ્તુરી કુંડલ બસે મૃગ ઢૂંઢે વનમાય
ઐસે ઘટમાં પીવ વસે દુનિયા દેખત નાય ।

હરણ (મૃગ)ની નાભિમાં કસ્તુરી રહેલી છે ને મૃગ કસ્તુરીની સુગંધથી આકર્ષાઇને વન-જંગલોમાં, ખીણી ખીણે, ડુંગરે-ડુંગરે શોધતું ફરે છે શોધમાં શોધમાં મટી જાય પણ એ કસ્તુરીનો પત્તો હરણને મળતો નથી કેમ કે કસ્તુરી તેની નાભિમાં રહેલી છે તે હરણને ખબર નથી અને બહાર શોધ્યા કરે છે એવું જ કંઇક આ મનુષ્યનું છે ઘટમાં રહેલા પરમાત્મા ને ઢૂંઢતો નથી બહાર ઢૂંઢય કરે છે એટલે કબીર સાહેબે એક પદમાં કીધું છે કે.

અણઘડિયા દેવા કોણ કરે તારી સેવા
ઘડે દેવકો સબ કોઇ પૂજે નિત હી લાવે સેવા

એટલે સદગુરુ કબીર સાહેબ સમજાવે છે કે કોઇ ખોજી હોય, અનુભવી હોય તો એક પળ-એક ક્ષણ ભરની તલાશમાં મળી શકે છે કારણકે તે આત્મા (જીવ) મારૂં જ સ્વરૂપ છે તેથી શ્રધ્ધા-વિશ્વાસથી પરમાત્માની, પોતાની ઓળખ થાય છે સદગુરુ કબીર સાહેબે સાખીમાં કહ્યું છે કે.

શ્વાસ શ્વાસમેં નામલે મિથ્યા શ્વાસ મત ખોય
ના જાને યહ શ્વાસકો આવન હોય ન હોય
માલા શ્વાસો શ્વાસકી ફેરેવો કોઇ દાસ
ચોરાશી ભરમેં નહી કટે કાલકી ફાંસ
શ્વાસાકી કર સુમરણ કર અજપા કા જાપ
મુખ જીભ્યા આવે નહી બ્રહ્મ જાપ યુ હોય

બંદગી સાહેબ

૧૦૮ મહંતશ્રી વિમલદાસજી સાહેબ, ગુરુશ્રી બાપુદાસજી સાહેબ
કબીર પારખ આશ્રમ, ગુમલી, તા.ધાનપુર, જી.દાહોદ. મો. ૯૭૧૨૩૯૦૦૭૮

॥ સત્યનામ ॥

# ભજનામૃત

૧

## ગુરુ મારા હેઠે ધરતીને ઉપર આભ

ગુરુ મારા હેઠે ધરતીને ઉપર આભ
આભતે કેમ ચડિયે રે
એવા માયાથી ભરેલા અસબાલ
સત્સંત કેમ કરિયે રે ?
ગુરુજી મારા ઉચારે પર્વત હેઠે ગામ
પર્વત કેમ ચડિયે રે ?
એવા ઉચારે તમારા મુકામ,
સત્સંગ કેમ કરિયે રે ?
ગુરુજી મારા નાખ્યા ત્રાપા જોઈ લાગ
દરિયો રે નાખ્યો ડોલી રે
પણ તરિયા વિના રે નાવ્યો તાગ
સત્સંગ કેમ કરીયે રે ?
ગુરુ મારા ગઢમાં ગડેડે ગેબી નાદ
વર ધુનાં વાજા વાગે રે
એવા સંભળાણા નહી સરવા સાદ
સત્સંગ કેમ કરિયે રે ?
ગુરુજી મારા આદરેલ અણખંડ યુધ્ધ
પરચંગી તીરને જોયા રે
કડવો હારી બેઠો સરવે સુધ
સત્સંગ કેમ કરિયે રે

૨

## ચાલો મારી સુરતા સત્સંગમાં

ચાલો મારી સુરતા સત્સંગમાં
આપણા ગુરુજીના દર્શન પાવાં રે...ચાલો
કાશી મથુરા હરિ દ્વારકા
જારાં દર્શન પાવાં રે...ચાલો
આઠ કોટડીને દશ દરવાજા
જામે ફરતા રીજો રે...ચાલો
નાભી કમળમાં નાગણ જાગી

॥ સત્યનામ ॥

જ્યાં સે ડરતા રીજો રે...ચાલો
ગગન મંડળમાં વરસા વરસે
ઝરમરીયો ઝડ લાજો રે...ચાલો
કહત કબીરશા સુનો ભાઇ સાધુ
આપણા ગુરુજીનાં ચરણો પખાળો રે...ચાલો

૩

નર કરેલ સત્સંગ...

નર કરલે સત્સંગ તેરો જનમ સફળ હો જાય
કાશી ગયો દ્વારકા રે કોટીન તીરથ નહાય
બિન ગુરુ કે ઉપદેશ શેરે મનકી મેલ જાય...તેરો
શિર પર જટા રખાય કે રે અંગ વિભુતિ રખાય
છાપ તિલક તનમેં કીયે રે મોક્ષ કભી નહી થાય...તેરો
સદા રહે બનવાસ મેરે કીનો તપ અપાર
મનકી તૃષ્ણા ના મીટી રે મીલેના સર્જન હાર...તેરો
તજરે મનકી ભટકતા રે કર સંતનકી સેવ
બ્રહ્માંનંદ મિટાયેગા તેરા ભવબંધન ગુરુ દેવ...તેરો

૪

કરીલે સત્ય વિચાર હરિ ભજનનો

કરીલે સત્ય વિચાર હરિ ભજનનો
તજી કપટ અભિમાન મોહ મનનો
કાઢી અજ્ઞાન મેલ તુજ અંતરનો
ગ્રહી સત્યજ્ઞાનનો સાર...કરીલે
સત્યસંગથી અજ્ઞાન નાશે
નાશે કલ્પના કાળ હાં હાં હાં
કર્મ ક્રિયા સત્સંગમાં , જપ તપ જોગ માય
રસ્તો હરિજનનો...કરીલે
સતવિચાર સત વિવેક સૂઝે, સૂઝે વિચારનો સાર હાં હાં હાં
જ્ઞાન ધ્યાન સતભક્તિ આવે, સત્સંગનો આધાર
મહિમા સત્સંગનો...કરી લે
સતગુરુના સતસંગથી, આવાગમન મટી જાય હાં હાં હાં
સતશબ્દ સતગુરુ બતાવે, દાસ લાભુ ગુણ ગાય
દાસ હરિજનનો...કરી લે

॥ સત્યનામ ॥

૫

સત્સંગ વિમાન આવ્યું...

સત્સંગ વિમાન આવ્યું ભક્તોને મન ભાવ્યું
મારા હરિજન આવો વિમાને બેસવા
અણ ધાર્યુ એ આવ્યું મોક્ષ સંદેશો લાવ્યું... મારા
તમે આવો વહેલા જઇ બેસો સૌની પહેલા... મારા
પુણ્ય વાળા પહેલા ચઢશે પાપી નર પાછા પડશે...મારા હરિજન
આવી બેસો નર ને નારી આ વિમાનની બલિહારી...મારા હરિજન
સત્સંગ સૌને તારે નહિ કોઇને પાછાવાળે...મારા હરિજન
ઝટ તૈયાર થઇને આવો કોઇ રોકેના રોકાવો...મારા હરિજન
આવ્યું સૌને લેવા ના રહેશો કોઇને કહેવા...મારા હરિજન
ચાલ્યું એ સૂર સપાટે કાયરની છાતી ફાટે...મારા હરિજન
ઓ જાય ઓ જાય કેવું જેમ શીતલ ચંદ્ર જેવું...મારા હરિજન
ફરતું એ લાડે કોડે જમરાજા હાથ જોડે...મારા હરિજન
પેટમાં પાણીના હાલે જઇ અમારા પુરમાં મ્હાલે...મારા હરિજન
ગુરુ કબીર કહી સમજાવે માણેકદાસને મન ભાવે...મારા હરિજન

૬

બિન સત્સંગ કુમતિ નહિ છૂટે

બિન સત્સંગ કુમતિ નહિ છૂટે
કુમતિ નહિ છૂટે સુમતિ નહિ આવે...બિન
ચાહે જાઓ મથુરા ચાહે જાઓ કાશી
અંતર ઘંટકા દાગ કભી નહિ છૂટે...બિન
ચાહે પઢો પોથી ચાહે પડો ગીતા
બિન ગુરુજ્ઞાન ભરમ નહિ છૂટે...બિન
ચાહે પૂજો દેવા ચાહે પૂજો દેવી
જડતાકા ભાવ કભી નહિ છૂટે...બિન
કહહિ કબીર સુનો ભાઇ સાધો
બિના વિવેક માયા નીત લૂટે...બિન

(ક્રમશ:)

મહંતશ્રી છગનદાસજી સાહેબ
સતગુરુશ્રી કબીર મંદિર
જેસાવાડા, તા. ગરબાડા

॥ સત્યનામ ॥

# સાખીજ્ઞાન

૧

પ્રેમ ન બાડી ઉપજે પ્રેમ ન હાટ બિકાય

બિના પ્રેમકા માનવા બાંધે યમપુર જાય

પ્રેમ કોઇ વાડીમાં ઉગતો નથી કે કોઈ બજારમાં પણ વેચાતો નથી તે તો હૃદય મંદિરમાં બિરાજે છે માટે જેના હૃદયમાં પ્રેમથી તે યમરાજ ના બંધનમાં બંધાય છે.

૨

મન સબ પર અસવાર હૈ મન કે હાથ ન પાવ

જો મન પર અસવાર હૈ સો હૈ વિરલો કોય

મનને હાથ અને પગ ન છોડા છતાં મન બધા પર સવાર થઈ જાય છે કોઇક કોઇક વીરલા પુરુષ જ હોય છે કે જેઓ મન પર સવારી કરી શકે.

૩

આયા સો જાયેગા રાજા રંક ફકીર

કોઈ સિંહાસન ચઢ ચલે કોઈ બાંધ ચલે જંજીર

આ સંસારમાં જે જીવાત્માઓ આવ્યા છે તેમને આ સંસાર છોડીને જવું પડે છે એ પછી રાજા હોય કે રંક હોય કે ફકીર હોય, પરંતુ જીવનમાં એવી કમાઇ કરી હોય તો તે જીવાત્મા સિંહાસન પર બેસીને આસંસારમાંથી વિદાય લે છે અને કોઇ વ્યક્તિ બંધાઇને જાય છે.

૪

ભક્તિ ભક્તિ સબ કોઈ કરે ભક્તિ ભક્તિ મેં ફેર

એક ભક્તિ તો અજબ હૈ એક હૈ દમડી શેર

આ સંસારમાં બધાજ ભક્તિ કરે છે પરંતુ ભકિત ભક્તિમાં ફેર છે એક ભક્તિ નિઃસ્વાર્થ હોય છે અને એક ભક્તિમાં લોકોની ચાહના એવી હોય છે કે મારી સંપતિ ચાર ગણી થઇ જાય.

૫

સતસંગકી આંધી ઘડી સુમિરન વર્ષ પચાસ

વર્ષા વરસે એક ઘડી રહટ ફિરે બારહ માસ

સતસંગની અડધી ઘડીનો લાભ એટલો બધો અણમો છે કે તમે પચાસ વર્ષ સુધી સુમિરન કરો તે તેની તોલે આવે તેમ નથી જેમ અડધી ઘડીનો વરસાદ ખેતરોના ખેતરો ભીંજવી દે છે અને કૂવા, નદી, નાળા, તળાવ છલકાવી દે છે પછી બારેમાસ રહેટ ફર્યા કરે પણ પાણી ખૂંટતું નથી

॥ સત્યનામ ॥

૬

બુરા દેખન મૈં ચલા બુરા ન પાયા કોય

જો તન દેખા અપના મુજસા બુરા ન કોય

આપણે સંસારમાં બુરાઈ જોવા નીકળીએ છીએ પરંતુ આપણા અંતરમાં તપાસ કરીએ તો ખબર પડશે કે આખા સંસારની બુરાઈ મારી જ છે જે સાધક હોય છે તે હંમેશાં પોતાની બુરાઈ દૂર કરવાની કોશીષ કરે છે.

૭

પઢના લીખના ચાતુરી યહ બાતો હૈ સહેલ

કામ દહન મન વશ કરન ગગન ચઢન મુશ્કેલ

ભણવું, લખવું, ચતુરાઈ કરવી વગેરે સહેલું છે પરંતુ જીવનમાં કામનું દહન કરવું, મનને વશ કરવું અને ગગનમાં વાસ કરવો એટલે કે આકાશ તત્વમાં સ્થિર થવું મુશ્કેલ છે.

૮

સંગતિ સે સુખ ઉપજે કુસંગતિ સે દુ:ખ હોય

કહહિં કબીર તહ જાઈયે જહાં સંગતિ અપની હોય

સારી સંગતિથી સુખ થયા છે જ્યારે કુસંગતથી દુ:ખ થાય છે માટે સદગુરુ કબીર સાહેબ કહે છે કે જ્યાં સજ્જનોનો સંગ હોય ત્યાં જ જવું જોઈએ.

૯

રાત ગંવાઈ સોય કર દિવસ ગંવાયો ખાય

હીરા જનમ અનમોલથા કોડી બદલે જાય

માનવ જીવન પ્રાપ્ત કરીને રાત્રી સુવામાં કાઢી અને દિવસ ખાવામાં પૂરો કર્યો, હીરા જેવું અણમોલ જીવન સાહેબના ભજન વિના કોડીની જેમ ગુમાવી દીધું

૧૦

સબ ઘટ ભીતર રામ હૈ ઐસા આપ સુજાન

આપ આપસે બાંધિયા આપે ભયા સુજાન

સર્વ ઘટમાં-અંતરમાં રામજીનો વાસ છે એની જાણકારી સુજાન વ્યક્તિ ને થાય છે બાકી તો પોતે જ પોતાપણા માં અંધારૂ ફેલાવે છે અને પોતે જ પોતાપણાથી બંધાઈ જાય છે.

(ક્રમશ:)

(સાખીગ્રંથ)

॥ સત્યનામ ॥

# પૈસાનું ઝાડ

એક નગરમાં એક સાધુ મહાત્મા રહેતા હતા તેઓ ગામમાં ભિક્ષા માટે જતા શ્રાવણ મહિનામાં નગરના રાજા દરેક ભિક્ષુકને સોનામહોર તથા અન્ન, વસ્ત્રનું દાન આપતા પરંતુ આ સાધુ રાજા પાસેથી કોઇ દાન લેતા નહિ અને ગામમાં ભિક્ષા માટે જતા એક દિવસે રાજાએ જોયું અને સેવકને કહ્યું કે " પેલા મહાત્મા-સાધુને બોલાવો "

સેવક સાધુને બોલાવીને રાજા પાસે લાવે છે અને રાજા પછી પૂછે છે કે બધા અહીથી દાન મેળવે છે તમે કેમ લેતા નથી ? સાધુએ કહ્યું કે " આ પરસેવાની કમાણી નથી " તમારી કમાણી તે રાજ્યની તિજોરી છે જે લોકોના પૈસા છે તમે મને કમાઇને આપો તો લઉ બાકી નહિ. "

બીજે દિવસે રાજા ગામમાં કામ કરવા માટે જાય છે કોઇ કામ આપતું નથી બધા જ લોકો રાજાને જોઇ ઉભા થઇ જાય છે અને કામ કરવાની વાત કરે એટલે કહેવા લાગે છે કે " તમારે કામ કરવાની જરૂર નથી, જરૂર હોય તેટલા પૈસા લઇ જાઓ. "

ત્રીજે દિવસે રાજા પહેરવેશ બદલી કોઇ ઓળખે નહિ તેવા દૂરના વિસ્તારમાં જાય છે આખો દિવસ એક લુહારને ત્યાં ઘણ મારવાનું કામ કરે છે અને સાંજે એક રૂપિયો મજૂરી મળે તે લઇને આવે છે અને પછીના દિવસે સાધુને દાન આપે છે આ બાજુ સાધુ-મહાત્મા એક રૂપિયો લાવી પોતાની કુટિયા પાસે જ્યાં નહાવા ધોવાની જગ્યા હતી ત્યાં જમીનમાં દાટી દે છે સમય જતાં ત્યાં એક છોડ ઉગે છે જે ધીરે ધીરે નાનો છોડ વૃક્ષ જેવું બને છે સમય જતાં તેના ઉપર ફળ લાગે તેવી જ રીતે રૂપિયાના સિક્કા લાગે છે આ વાત ધીરે ધીરે રાજાના કાન સુધી આવે છે તેને થાય છે કે આવું વૃક્ષતો રાજાના દરબારમાં હોવું જોઇએ, જેથી રાજા સાધુને દરબારમાં બોલાવી વૃક્ષની માંગણી કરે સાધુએ કહ્યું કે લઇ જવાની છૂટ છે લઇ જાઓ પરંતુ તેનું મૂળ તૂટે નહિ તેવી રીતે ખોદી ને લઇ જાઓ સેવકો ખોદતાં ખોદતા થાકી ગયા કેટલેય ઉંડે સુધી ગયા પરંતુ મૂળ આવતુ નથી હારી-થાકીને રાજાને કહે છે કે " મહારાજ ! વૃક્ષનું મૂળ ખોદાવવા છતાં આવતું નથી તેથી હવે શું કરીશું ? "રાજા જાતે સ્થળ ઉપર આવે છે અને જોઇને સાધુ-મહાત્માને વિનંતી કરે છે કે " મહારાજ ! કંઇ કરો તો અમે વૃક્ષ દરબારમાં લઇ જઇ શકીએ. "

ત્યારે સાધુએ કહ્યું કે " રાજન ! ધર્મનું મૂળના હોય આ તો ધર્મનું વૃક્ષ છે. " કહેવાનો મતલબ કે ધર્મ એ બાહ્ય દેખાવનો વિષય નથી તેનો નિયમ, આચરણમાં છે વ્યક્તિએ ધર્મને સમજી-વિચારી કોઇપણ કાર્ય કરવું જોઇએ જીવનમાં સારું કામ કરીએ એ જ ધર્મ છે.

શ્રી સી. આર. સંગાડા

ગોધરા

॥ સત્યનામ ॥

# મહાપંથ : સાધના અને સિધ્ધાંતો

ગુજરાતમાં આધુનિક શહેરી સભ્ય સમાજ જેને ગ્રામ્ય અબૂઝ કે પછાત ગણે છે એવી દલિત, કોળી, રબારી, ભરવાડ, ખાંટ, સાધુ, ગરો, સગર વગેરે લોકજાતિઓમાં આજે પણ મહાપંથ ખૂબ જ પ્રચલિત છે એમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, કણબી, કુંભાર, લુહાર, સુથાર, મેર, આચર વગેરે જાતિના અનુયાયીઓ પણ જોડાયેલા છે પણ આ લોક ધર્મ ગુપ્ત પણે સચવાતો આવ્યો આ પંથનું સાહિત્ય બહુધા કઠોપકંઠ ભજનોમાં અને મત્રોમાં સચવાતું આવ્યું છે.

"મહપંથ" ને એના અનુયાયીઓ ખૂબ જ પ્રાચીન સમયથી ચાલ્યો આવતો "સનાતન ધર્મ" માને છે જેની સાધના વિધિમાં પાટઉપાસના અને ભજનગાન મુખ્ય છે એવા આ મહાપંથ નાં અનેક નામ મળે છે નિજિયાધર્મ, નિજીરપંથ, બીજ માર્ગ, મહામાર્ગ, ધૂનો ધરમ, સનાતન ધરમ, માર્ગીપંથ, મોટોપંથ, પીરાણાપંથ, ગુપ્ત ધરમ, મૂળ ધરમ કે આદિ ધરમને નામે લોક સમુદાયમાં પ્રચલિત એવા આ ગુપ્ત સંપ્રદાયનો ઉદભવ કોઇ પંથ-સંપ્રદાયના સ્થાપક મનુષ્ય દ્વારા થયો નથી.

નિરંજન નિરાકાર જ્યોતસ્વરૂપ આદ્ય શિવ-શક્તિની ઉપાસનાથી માંડીને આજે ઇશ્વરના છેલ્લા અંશાવતાર લોક નાયક રામદેવપીર સુધી તેની ઉપાસના ચાલી આવી છે થોડા ઘણા ફેરફારો થવા છતાં મૂળ અંશોને જાળવી રાખનારા આ લોકધર્મના આદિપ્રવર્તક તરીકે સમગ્ર સૃષ્ટિના સર્જક આદિદેવ સદાશિવનું નામ લેવામાં આવે છે.

મહાપંથનો : પરંપરિત લોકમાન્યતા.

સમગ્ર સૃષ્ટિની ઉત્પત્તિનું રહસ્ય જાણવાની પાર્વતીની હઠ સામે શિવજીએ જ્યારે અઘોરવનની એક ગુફામાં જઇ રહસ્ય સ્ફોટ કર્યો એ વખતે પાર્વતીને ઊંઘ આવીને હોંકારો ન કઇ શક્યાં ત્યારે ગુફામાં પડી રહેલા એક પોપટના ઈંડાના જીવે હોંકારો દીધો ભગવાન સદા શિવને ખબર પડતાં પોપટને પકડવા દોડયા ઈંડામાંથી બહાર નીકળી પોપટ ભાગ્યો ને પાણીનું બેડું ભરીને જતાં વ્યાસપત્નીના બેડામાં પાણીના પોરા રૂપે છુપાયો એ પાણી દ્વારા વ્યાસની પત્નીના ઉદરમાં ગયો ને ગર્ભરૂપે સોળ વર્ષ ઉદરમાં રહી શુકદેવ સ્વરૂપે એનો જન્મ થયો જેમણે સમગ્ર સૃષ્ટિને શિવજી પાસેથી મળેલું જ્ઞાન ગુપ્ત ગાયત્રીરૂપે આપ્યું.. આવી કથા મહાપંથના અનુયાયીઓ માં પ્રચલિત છે અને પાટ ઉપાસને જે મંત્રો બોલાય છે એમાં બીજમંત્ર, ગર્ભગાયત્રી કે ગુપ્તગાયત્રી તરીકે ઓળખાતા મંત્રોમાં શિવ-ઉમિયાના સંવાદો જ મુખ્ય છે જેમા સૃષ્ટિની ઉત્પતિનું રહસ્ય દર્શાવ્યું છે.

ભારતીય હિન્દુ ધર્મશાસ્ત્રોમાં ખાસ કરીને જુદા જુદા પુરાણોમાં સૃષ્ટિની ઉત્પતિ કઇ રીતે થઇ છે તે વિશેના ખાસ વર્ગો જોવા મળે છે પુરાણના પાંચ સંગો સર્ગ, પ્રતિસર્ગ, વંશ વર્ણન, મન્વંતર-વર્ણન અને વંશાનુચરિતમાં

॥ સત્યનામ ॥

સૃષ્ટિ, સૂર્ય ચંદ્રવંશના રાજાઓ અને ઋષિઓના ચરિત્રો આવે છે આ બધામાં ક્યાંક આપણને એકબીજાથી વિરુધ્ધ હોય એવી બાબતો પણ જોવા મળે છે પરંતુ સૃષ્ટિના આરંભની વિગતો તો તમામ પુરાણોમાં સમાન છે માત્ર જે તે પુરાણમાં પોતાના ઇષ્ટ દેવી-દેવતાનું મહાત્મ્ય વધારે ગવાયું હોય એ બધાનું સંદોહન લોકવાણીમાં થયેલું જોવા મળે છે આપણા મહાપંથી ભજનિક સંતોના ભજનોમાં

સંત કબીરના પ્રખ્યાત ગ્રંથ " કબીર બીજક " માં પણ સૃષ્ટિની ઉત્પતિમાં રહેલા રહસ્યબીજનું જ ઉદઘાટન છે.

બીજ રહસ્ય દેખાડનારો પંથ : મહાપંથ

મહાપંથ, બીજમાર્ગ, વામમાર્ગ, આદિ ધરમ, ખૂનો ધરમ, માર્ગીપંથ, મોટો મારગ, મોટો પંથ, બીજધર્મ, નિજાર પંથ, નિજિયા ધરમ, ધૂન ધર્મ, મહાધરમ, ગુપ્ત પંથ, મા ધર્મ, પાટપંથ, પાટ ધરમ, પીરાણા પંથ, આધ ધરમ વગેરે શબ્દોથી ઓળખાતા અ ગઢ ગુપ્ત સાધના માર્ગમાં પ્રદેશ ભેદે અને જાતિ ભેદે અનેક જાતના નિરાળા ક્રિયાકાંડો અને મંત્રોમાં ફેરફાર જોવા મળે છે પરંતુ મુખ્યત્વે એના બે વિભાગો છે દસા અને વીસા.

દસા પાટમાં પ્રવેશાની સૌને છૂટ હોય જ્યારે વીસા પાટમાં માત્ર અંતરંગ અનુયાયુઓને જ પ્રવેશ મળે એમાં દાખલ થવા માટે અનુયાયીઓએ પણ મંત્ર પરીક્ષા માંથી પસાર થવું પડે વૈરાગી સાધુઓને એમાં એકલા પ્રવેશ મળે પણ સંસારીઓએ તો સજોડે જ જવું પડે.

(ક્રમશ:)

(બીજમારગી ગુપ્ત પાટ ઉપાસના)

શ્રી કિરણસિંહ બી. ચાવડા

મેનેજીંગ ટ્રસ્ટી

અલખધામ રામદેવજી મંદિર

જેસાવાડા, તા.ગરબાડા, જી.દાહોદ

મો. ૯૪૨૭૦૧૩૨૬૭

॥ સત્યનામ ॥

# જીવન ઘટમાળ

✿ સદગૃહસ્થો નો શાશ્વત ધર્મ એ છે કે જો સંત મુનિ તમારા ઘર-નગરમાં આવી રહ્યા છે તો તેાોની આગેવાની કરો, તેઓનું સ્વાગત કરો અને અભિવાદમ કરો જો સંત-મુનિ તમારા ઘર-નગરમાં રહેતો તેઓના પ્રવાસની યોગ્ય વ્યવસ્થા કરો અને જો સંત-મુની તમારા નગરથી વિદાય લે તો ઓને રોકો મત, સહજ અને પ્રસન્ન મનથી વિદાય કરો કેમકે તેઓ તમારા જ કોઈ ભાઈના કલ્યાણ અને મુક્તિ માટે જઈ રહ્યા છે સદગુરૂ એક દીપક છે દીપકનું કામ દીવાની દીવેટોને પ્રજ્જવલિત કરવાની તેમને પ્રગટાવાની અને આગળ જવાની છે.

સફળ જીવન માટે એક પ્રેરક સૂત્ર છે નાનાને જોઈ જીવો અને મોટાને જોઈ આગળ વધો.

✿ સારા માટે પ્રયાસ કરો અને બુરા માટે તૈયાર રહો તમારી પાસે સ્કૂટર તો પોતાની નજર નહી સાઈકલ પર રાખો મોટી કાર પર નહી બસ તમે સુખી રહેશો મોટાથી આગળ વધવાની પ્રેરણા લેવી કેમકે દુનિયામાં જે મહાપુરુષો છે તેઓ ફક્ત પૂજાવા માટે નહી પરંતુ પ્રેરણા લેવા માટે પણ છે સારા માટે પ્રયાસ ક્યારે પણ વ્યર્થ જતોનથી અને બુરા માટે તૈયાર રહેવું કેમ કે બેટા (દીકરા) પણ મુખ ફેરવી લે છે અને દોસ્ત ક્યારે પણ સાથ છોડી શકે છે.

✿ સત્યનો રસ્તો કઠિન છે આ રસ્તે હજાર ચાલવાનું વિચારે પણ સો ચાલી શકે છે નવસો તો વિચારી ને જ રહી જાય છે અને જે સો ચાલે છે તેમાંથી ફક્ત દશ જ પહોંચે છે નેવું તો રસ્તામાં જ ભટકી જાય છે અને જે દશ પહૂચે છે તેમાં ફક્ત એક ને જ સત્યની ઉપલબ્ધ થાય નવ ફરી પણ કિનારે આવીને ડૂબી જાય છે. ત્યારે તો કહેવાય છે કે સત્ય એકે અને યાદ રાખો, સત્ય પરેશાન ના થઈ શકે છે પરંતુ પરાજિત નહી.

✿ સાંભળવાની આદત પાડો કેમકે દુનિયામાં કહેવાવાળા ની કમી નથી કડવા ઘૂંટડા પીને હસવાની આદત બનાવી દો કેમ કે દુનિયામાં હવે અમૃતની માત્રા ઘણી જ ઓછી રહી છે. પોતાની બુરાઈ સાંભળવાની ખુદમાં હિંમત પેદા કરો કેમ કે લોકો તમારી બુરાઈ કરવામાં થાકશે નહિ આલોચક બુરા-ખરાબ નથી તેતો જિંદગી માટે સાબુ-પાણીનું કામ કરે છે જિંદગીની ફિલ્મમાં એક ખલનાયક પણ જરૂરી છે ગળીમાં બે-ચાર ભૂંડ હોય તો ગળી સાફ રહે છે.

✿ લક્ષ્મી પુણ્યથી મળે છે, મહેનત થી મળતી હોય તો મજૂરો પાસે કેમ નથી ? બુધ્ધિથી મળે તો પંડિતો પાસે કેમ નથી ? જિંદગીમાં સારા સંતાન, સંપતિ અને સફળતા પૂણ્યથી મળે છે અગર આપ ચાહતા હો કે આપનું ઇહલોક અને પરલોક સુખમય રહે તો આખા દિવસમાં કમસે કમ બે પુણ્ય જરૂર કરવા જોઈએ કેમકે જિંદગીમાં સુખ-સંપતિ અને સફળતા પુણ્યથી મળે છે.

સંકલિત (કડવા પ્રવચન)
શ્રીમતી નિશાબેન જયદીપસિંહ બામણીયા
મોલી, તા.સંજેલી

॥ સત્યનામ ॥

# આપ લોક કોણ ?

એક વાર રાજા ભોજ અને પંડિત પ્રવર માઘ જંગલમાં ફરતાં ઉજ્જયિની-ઉજ્જૈનથી ઘણે દૂર નીકળી ગયા નીકળતી વખતે રાજા રસ્તો ભૂલી ગયા, ફરતા ફરતાં એક ઝુંપડીની પાસે એક વૃધ્ધા મળી તેણીને રાજા ભોજે પૂછ્યું "માં ! આ રસ્તો ક્યાં જાય છે ? બંને વ્યક્તિઓને ધ્યાન પૂર્વક જોયા પછી તે વૃધ્ધા બોલી "આ રસ્તો તો ક્યાંય જતો નથી એના પર લોક આવતા-જતા રહે છે" આપ લોક કોણ છો ?

પાછું કહ્યું - અમે યાત્રી છીએ.

વૃધ્ધા આશ્ચર્યચકિત થઇને બોલી "યાત્રી ! યાત્રી તો ફક્ત બે છે એક સૂર્ય અને બીજા ચંદ્ર ! આપ કેવી રીતે યાત્રી થયા-સાચે સાચું બતાવો આપ લોક કોણ છો ?

સાવધાની પૂર્વક વાણીને સંયમિત કરી આ વખતે માઘએ કહ્યુ "અમે ક્ષણ ભંગુર મનુષ્ય છીએ."

ક્ષણભંગુર મનુષ્ય ! સંસારમાં ક્ષણ ભંગુર તો બસ બે જ વસ્તુઓ છે એક યૌવન અને બીજું ધન"

માઘ-આશ્ચર્યથી વૃધ્ધાને જોતો જ રહી ગયો ફરી બોલ્યો અમે રાજા છીએ."

આપ ફરી જૂઠ બોલી રહ્યા છો રાજા પણ ફક્ત બે જ હોય છે. એક ઇંદ્ર અને બીજા યમ પછી તમે કેવા રાજા છો ?

વૃધ્ધા એ કહ્યું

માઘ એ જોયું કે આ વૃધ્દાનું જ્ઞાન અસાધારણ છે.

સંભાળીને બોલ્યા "અમે ક્ષમાવાન છીએ"

અરે ભાઇ ક્ષમાવાન તો એક પૃથ્વી છે અને બીજી નારી અને આપ લોક આ બંને માંથી કોઇ નથી.

માઘ કંઇક ગભરાયા - ફરી સંયમિત સ્વરમાં બોલ્યા "અમે પરદેશી છીએ"

વૃધ્ધા બોલી "અસંભવ ! પરદેશી તો ફક્ત બે છે એક જીવન અને બીજું વૃક્ષનું પાન

રાજા ભોજ અને માઘ એ પૂર્ણ પરાજય થી માથું ઝુંકાઇ દીધું અને પોતાની અજ્ઞાનતા સ્વીકારતા બોલ્યા "માં ! અમે હારી ગયા છીએ."

વૃધ્ધા એ એને પણ સ્વીકાર કર્યો નહી બોલી "હારેલા વ્યક્તિ ફક્ત બે છે એક કરજદાર અને બીજા કન્યાનો બાપ સાચે સાચું બતાવો આપ લોક આખર કોણ છો ?"

રાજા ભોજ અને પંડિતરાજ માઘ લજ્જિત ભાવથી ચૂપ ચાપ ઉભા રહ્યા.

હવે વૃધ્ધા હસી અને ધીરેથી બોલી "આપ રાજા ભોજ છો અને આપ પંડિત માઘ" હાથની આંગળીથી સંકેત કરતી બોલી. "મહારાજ ! આ રસ્તો સીધો ઉજ્જયિની-ઉજ્જૈન જાય છે."

શ્રી મહેન્દ્રભાઇ ગણાસવા

લીલવાસર

॥ સત્યનામ ॥

# યુવાની

યુવાની એક શક્તિશાળી ટોનિક છે, એક ખમીર છે, એક તાકાત છે, જેને કોઇપણ અવસ્થામાં માણી શકાય છે, યૌવનને તેની પોતાની એક ખુમારી હોય છે.

ભારતની સંસ્કૃતિના અને અસ્મિતાના સૌ શુભ ચિંતકોને હૈયે આજે આ અજંપો છે કે સમાજમાં સર્વત્ર યુવાનો છે પણ યુવાની ક્યાંય દેખાતી નથી. મિત્રો, યુવાનીના આત્મ વિના યૌવનનો દેહ ટકે નહિ, આપણે સૌ એક વાત સમજી લઇએ કે જે દેશ યુવાની ગુમાવી તેણે કબ્રસ્તાનનો રસ્તો પકડી લીધો સમજવો.

ક્યાંક વૃધ્ધોનું - વડીલોનું આશ્રિત, ક્યાંક સરમુખત્યારી નું ગુલામ, ક્યાંક વળી સંપતિવાળી વ્યક્તિની આસપાસ આંટા મારતું આજનું યૌવન ! આજના યુવાન આજે આ પરિસ્થિતિ છે પોતાની, ખુદની શક્તિમાં વિશ્વાસ એ મોટું પ્રેરકબળ છે પરાવલંબી માનસ યુક્ત યુવાનો આ દેશ ને કે દુનિયાના કોઇપણ રાષ્ટ્રને ભારરૂપ છે. ટેકો જરૂર લઇ શકાય, પરંતુ ખભા ઉપર ચઢી ન બેસાય.

સહેલું પડે તેવું સુવાળાપણું એ જુવાની માટે એક રોગ છે, યુવાની તો ખડતલ હોય આજે યૌવનને સરળ, સસ્તુ નમતું અને ઉધાર જોઇએ છે યુવાનોના જીવનમાં અન્યને માટે ઘસાઇ છૂટવાની, બીજાના દુ:ખે દુ:ખી થવાની કરુણા જો પ્રગટ નહી થાય તો તેમની શક્તિને ચાલતા નહી મળે અને કદાચ મળશે તો તે અવળા માર્ગે, ઊંધી દિશા તરફ લઇ જનાર હશે.

પોતાની શક્તિ ઉપર ઉભો રહેનાર, ખોટી શેહમાં ન તણાનાર, ન ડરનાર કે ન ડરાવનાર, નિર્ભીક પણે સાચું જણાય તે કહેનારને જીવનમાં આચરનાર યુવાનની આજે જરૂર છે આવા ગુણો સિવાય યુવાની ખીલતી નથી

યુવાનો તો કોને કહેવાય ?

ઘટમાં ઘોડાં થનગને આતમ વીંઝે પાંખ
અણ દીઠેલી ભોમ પર યૌવન માંડે આંખ

એ ક્યારેય ન વીસરાય કે જીવનની પતંગનો દોર આપણે હાથ હોવો જોઇએ, યુવાનો નું હ્દય ગરમ હોય અને મગજ ઠંડુ હોય મસ્તક આકાશ તરફ હોય અને પગ ધરતી પર.

"આભ લગી જેનાં મસ્તક ઉંચા પગ અડતા પાતાળ"

માટે મહેનત, જાગૃતિ, તપશ્ચર્યા, સાધના અને તપ જોઇએ તો જ જે જુવાનીનો દુકાળ પડયો છે તે દૂર થશે ને લીલોતરી છવાશે હજી સુધી કોઇ મરી પરવાર્યુ નથી આ દેશની સંસ્કૃતિનાં મૂળ ખૂબ ઊંડા છે અંદરથી વેગ-બળ ઊભું થશે તો અખૂટ શક્તિ પ્રગટશે અને રાષ્ટ્ર ફૂલસે-ફાલશે તે હરિયાળી છવાશે.

(યૌવનને ઉદબોધન)

શ્રી રમેશભાઇ ખાંટ

ઘાવડી ફળિયા

# મહિલા સંગઠન

મહિલા સંગઠન અભિયાનને આગળ ધપતું રાખવા માટે પ્રતિભાશાળી સ્ત્રીઓ અને પુરુપો એ એક સરખી મહત્વની ભૂમિકા નિભાવી શકે છે એના માટે બંનેનો વધુમાં વધુ ફાળો ઇચ્છનીય છે મહિલા સંગઠન માટે અને તેની ઉપયોગિતા માટે વિશ્વાસ-શ્રધ્ધા હોવી જ જોઇએ શ્રધ્ધાની પરખ સક્રિયતાની કસોટીથી જ થઇ શકે છે બાકી શેખચલ્લીની માફક તરંગી સપના જોનારાઓ અને મનનો આક્રોશ ઠાલવનારા તો ઠેર ઠેર મળી આવે છે તેનાથી કોઇ ઉદેશ સફળ થતો નથી.

જાગૃત પુરુષાર્થ કરવા ઇચ્છનારા પુરુષોએ પોતાના ક્ષેત્રમાં આ અભિયાનનો વધુમાં વધુ પ્રચાર કરવો જોઇએ અને ઉમળકાભેર ચર્ચા કરવી જોઇએ વિચારશીલ પુરુષો અને લાગણીશીલ મહિલાઓ સંપર્કમાં આવશે અને વખતો વખત ચર્ચા કરતા રહેવાથી તેમનો સહકાર મેળવી શકશે.

આ સંગઠનમાં વિચારધારા, શિક્ષિકાઓ તેમજ સમજદાર વિદ્યાર્થિનીઓ સુધી પહોંચવી જોઇએ, આ અભિયાનના પ્રકાશ પૂંજને શિક્ષિકાઓ, વિદ્યાવિદોઓ સુધી અને વિદ્યાર્થીનીઓ પોતાના કુટુંબ સુધી પહોંચાડવાનો પ્રયત્ન કરેતો મહિલા સંગઠનનો પ્રચાર અને પ્રસારનું ક્ષેત્ર ખૂબ વિસ્તરી શકે તેમ છે.

મહિલા સંગઠનના સંચાલન સૂત્રો મહિલાઓ એજ સંભાળવા પડશે પ્રથમ તબક્કામાં તેના ટેકેદારો અને મદદગારોન સખ્યા વધશે આ દ્રષ્ટિએ જોતાં મહિલા મંડળૌની સ્થાપના કરવાની ખાસ જરૂર છે, વિદ્યાનો લખીકે પ્રવચન કરી શકે ધનવાન લોકો આર્થિક મદદ કરી શકે તથા સેવાભાવી લોકો દોડધામ કરી શકે પરંતુ તેના પ્રકાશ કિરણૌને દરેક સુધી પહોંચાડવાનું તેમજ સામૂહિક ઉત્સાહ અને આનંદનું વાતાવરણ નો સંગઠિત પ્રયાસોથી જ શક્ય બનશે જ્યાં પણ થોડુંક અનુકૂળ વાતાવરણ જણાય ત્યાં મહિલા સંગઠનની શાખા ખોલી જ દેવી જોઇએ.

સૌ પ્રથમ પોતાના ઘરનીી તેમજ પોતાના સંપર્ક ક્ષેત્રની સમજદાર મહિલાઓને આગળ કરવી જોઇએ વ્યાપક અભિયાનો કાયમ લોકોના સહકારથી જ સફળ થાય છે અને એના માટે લોક શક્તિને પણ સંગઠિત કરવી પડે છે લોકમાનસને બદલવાના કે સુધારવાના કાર્યક્રમો લોકસહકાર સિવાય બીજી કોઇ રીતે પાર પાડી શકાતા નથી દરેક પ્રભાવશાળી પુરુષોનો અમુક માણસો સાથે સંપર્ક કેટલાક ઘરોમાં પ્રભાવ હોય છે.

પહેલા કાર્યકરોએ પોતાના ઘરની મહિલાઓ ને મહિલા મંડળના સભ્ય બનાવીને શરૂઆત કરવી જોઇએ, ચૌથી વધારે ઉત્સાહી, ધગશવાળી અને પ્રામાણિક હોય તેમજ સૌથી વધુ સમય ફાળવી શકે તેવી મહિલાને સંચાલક તરીકે નીમવી જોઇએ અને ત્યાર પછી મહિલા સંગઠનનું માળખું તૈયાર કરી લેવું જોઇએ.

મહિલા મંડળના સભ્યોએ સાપ્તાહિક સત્સંગમાં અવશ્ય ભાગ લેવો જોઇએ, સત્સંગના દિવસે ખાસ દોડધામ કરીને સાપ્તાહિક સંખ્યા વધારી શકાશે એક જ જગ્યએ સાપ્તાહિક સત્સંગ ચાલતો રહે કે દરેક વખતે તેની જગ્યા બદલાતી રાખવી તે સ્થાનિક પરિસ્થિતિઓ ઉપર છે જો સંખ્યા વધુ હોય તો જાહેર જગ્યાએ વ્યવસ્થા કરવી જોઇએ રવિવાર કે બીજો જે દિવસ સૌને અનુકૂળ આવે ત્યારે મહિલા મંડળના સૌ સભ્યોએ સત્સંગ માટે ભેગા થતા રહેવું જોઇએ.

સાપ્તાહિક સત્સંગો અને ઘેર ઘેર સંપર્ક ગોષ્ઠિઓ ના આયોજનો કરીને સંગઠનમાં જીવંતતા આણી શકાય છે માત્ર નિવેદનો કરવાથી કે ઔપચારિક આમંત્રણ આપી દેવાથી ઉત્સાહજનક પરિસ્થિતિ સર્જી નહિ શકાય, આના માટે માન-અપમાનની પરવા રાખ્યા વગર ઘેર ઘેર ફરીને મહિલાઓને બહાર લાવવાનો પ્રયત્નકરવો જોઇએ આવાં આયોજનોમાં ભાગ લેવા માંડશે અને પોતાના ઘરે પણ સત્સંગ ગોઠવશે.

(ક્રમશઃ)

(પ્રજ્ઞાલઘુ પુસ્તિકા માલા)

ભક્તિમતી સુશીલાબેન બી. પરમાર
ગોદી રોડ, દાહોદ

॥ સત્યનામ ॥

# બાલસંસ્કાર કેન્દ્ર

### હેતુ

- બાળકની દિનચર્યા નિયમિત બની શકે.
- નિયમિત દિનચર્યાથી સદાચારનું પાલન થઈ શકે.
- સદાચારના પાલનથી સંસ્કારી બની શકે.
- સંસ્કારને લીધે જીવનમાં સદ્‌ભાવના કેળવી શકે.
- બાળકો જીવનામાં નિર્ણય શક્તિ અને નિરીક્ષણ શક્તિના ગુણો ખીલવી શકે.
- મિતભાષી અને મિલનસાર સ્વભાવ કેળવી શકે.
- ઇષ્ટદેવ, માતા-પિતા અને ગુરુ શરણમાં વિનમ્રતા દાખવી શકે.
- ગુરુ અને માતા-પિતા પ્રત્યે સેવા ભક્તિ સાધી શકે.
- ઉમદા ભક્ત-સેવક બાળકોના જીવન ચરિત્રમાંથી ત્યાગભાવના કેળવી શકે.
- અહિંસા અને નિરવ્યસની જીવન બનાવી શકે.
- દુ:ખી, દરિદ્ર અને અપંગ પ્રત્યે સહાનુભૂતિ-કરુણા દાખવી શકે.

### યુવા સત્સંગ / મહિલા સત્સંગ કેન્દ્ર

- સત્સંગથી સારા સદ્‌ગુણો મેળવી શકે
- ઇષ્ટદેવ, માતા-પિતા અને ગુરુ શરણામાં વિનમ્ર બની શકે.
- સત્ય સનાતન ધર્મના મૂલ્યોમાંથી પ્રેરણા મેળવી શકે.
- સત્સંગથી જીવનમાં પ્રેમ, દયા, શાંતિ અને પરોપકાર દાખવી શકે.
- ધ્યેયનિષ્ઠ અને આત્મ વિશ્વાસુ બની શકે.
- જીવનની મુશ્કેલીઓમાં અડગ મનોબળ અને સમર્પણ ભાવ કેળવી શકે.
- માનવ સેવાના ઉત્તમ કાર્યોમાં સહયોગી બની શકે.
- જીવનમાં ઉમદા વિચારવાન અને ચારિત્ર્યવાન બની શકે.
- અહિંસા અને નિરવ્યસનથી ઉજ્જવલ જીવન બનાવી શકે.
- જીવનમાં પ્રામાણિતા પવિત્રતા અને ખેલદીલી દાખવીને પરિવાર, સમાજ અને દેશને ગૌરવ અપાવી શકે.

॥ સત્યનામ ॥

# સદગુરુ કબીર જ્ઞાન બાળ સંસ્કાર અને સત્સંગ કેન્દ્ર

**કેન્દ્ર સંચાલક માટે જરૂરી સુચનો**

- કેન્દ્રનું એક જ નામ " સદગુરુ કબીર જ્ઞાન બાળ સંસ્કાર અને સત્સંગ કેન્દ્ર રહેશે.
- સંસ્થા તરફથી કેન્દ્ર માટેનું બેનર આપવામાં આવશે.
- દર મહિનાના ચોથા શનિવારે કેન્દ્ર સંચાલકનો પ્રશિક્ષણ વર્ગ રહેશે.
- પ્રશિક્ષણના વર્ગમાં કેન્દ્ર સંચાલકનો અનુભવ તથા સુચનો લેવામાં આવશે.
- અનુભવો તથા જરૂરી સુચનોને આધારે સંચાલન માટે આગામી આયોજન તથા પૂર્તતા કરી શકાશે.
- કેન્દ્રનો અહેવાલ જિલ્લા કક્ષાએ મોકલવાનો રહેશે.
- શક્ય હોય તો ફોટા સહિત અહેવાલ મોકલવો જેથી સદગુરુ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા) માં પ્રસિધ્ધ કરી શકાશે.
- આગામી પ્રશિક્ષણ વર્ગનું સ્થળ બેઠકના સમયે જણાવવામાં આવશે.
- પ્રશિક્ષણના વર્ગમાં સફેદ વસ્ત્ર ધારણ કરીને આવવા વિનંતી છે.
- કેન્દ્ર સંચાલકે સંચાલન વખતે પણ સફેદ વસ્ત્ર ધારણ કરેલા હોવા જોઈએ.

## વાર્ષિક કેલેન્ડર

જાન્યુઆરી ૨૦૨૦ થી ડીસેમ્બર ૨૦૨૦ સુધીનું આયોજન

| માસ | જાન્યુઆરી ૨૦૨૦ | ફેબ્રુઆરી ૨૦૨૦ | માર્ચ ૨૦૨૦ | એપ્રીલ ૨૦૨૦ | મે ૨૦૨૦ | જુન ૨૦૨૦ |
|---|---|---|---|---|---|---|
| રવિવાર ની તારીખ | ૫, ૧૨, ૧૯, ૨૬ | ૨, ૯, ૧૬, ૨૩ | ૧, ૮, ૧૫, ૨૨, ૨૯ | ૫, ૧૨, ૧૯, ૨૬ | ૩, ૧૦, ૧૭, ૨૪, ૩૧ | ૭, ૧૪, ૨૧, ૨૮ |
| પ્રશિક્ષણ ચોથો શનિવાર | ૨૫ | ૨૨ | ૨૮ | ૨૫ | ૨૩ | ૨૭ |
| માસ | જુલાઇ ૨૦૨૦ | ઓગષ્ટ ૨૦૨૦ | સપ્ટેમ્બર ૨૦૨૦ | ઓક્ટોમ્બર ૨૦૨૦ | નવેમ્બર ૨૦૨૦ | ડીસેમ્બર ૨૦૨૦ |
| રવિવાર ની તારીખ | ૫, ૧૨, ૧૯, ૨૬ | ૨, ૯, ૧૬, ૨૩, ૩૦ | ૬, ૧૩, ૨૦, ૨૭ | ૪, ૧૧, ૧૮, ૨૫ | ૧, ૮, ૧૫, ૧૨, ૨૯ | ૬, ૧૩, ૨૦, ૨૭ |
| પ્રશિક્ષણ ચોથો શનિવાર | ૨૫ | ૨૨ | ૨૬ | ૨૪ | ૨૮ | ૨૬ |

# સદગુરુ કબીર જ્ઞાન બાળ સંસ્કાર અને સત્સંગ કેન્દ્ર

**દિનચર્યા (દૈનિક ક્રિયા)**

- પ્રાત:કાલ સૂર્યોદય પહેલાં ઊઠવું.
- સ્નાનાદિ
- આરતી (ઘરે સમૂહમાં)
- બંદગી - ચરણસ્પર્શ-માતા-પિતા, વડીલો, ગુરુ, સંત, સાધુ
- શૈક્ષણિક કાર્ય
- સવારે જમ્યા પહેલા ભોગ ધરાવવો અને ભોગના શબ્દ બોલવા
- શાળા એ જવું - શાળામાં સહવિદ્યાર્થીઓ તથા ગુરુજનો સાથે શિષ્ટાચાર

**સાંજે**

- ઘર સભા - આરતી - ભોગ ધરાવવો અને ભોગના શબ્દ
- સામૂહિક ભોજન - પરિવાર સાથે લેવું.

**રવિવાર બાળ સંસ્કાર કેન્દ્રની સભા**

૧. **વ્યવસ્થા : સદગુરુ કબીર સાહેબની પ્રતિમા (ફોટો)**
પૂજાપો (ચંદનતિલક માટે, પૂજા થાળી)
આસન માટે પાટલો કે ખુરશી
સફેદ કાપડ - આસન ઉપર પાથરીને પ્રતિમા ગોઠવવી.
ફૂલહાર, દીવો, અગરબતી
પ્રસાદ માટે સાકરિયા
સદગુરુ કબીર સાહેબની પ્રતિમા (ફોટા) ની બાજુમાં હાજર સંત-મહાત્માઓના આસન
(આસન માટે ચાદર, ગાદલા કે ગોદડી)

૨. **બાળ સંસ્કાર કેન્દ્રની કાર્યસૂચિ**
નિયત સમયે હાજરી આપવી.
સાહેબની પ્રતિમા તથા હાજર સંત-મહાત્માઓને ત્રિવાર બંદગી કરી લાઇનમાં બેસવું
સદગુરુ કબીર સાહેબના નામનો જયઘોષ કરવો

૧. વંદના....માસવાર સૂચિત
૨. શ્લોક...માસવાર સૂચિત
૩. ધૂન.....માસવાર સૂચિત
૪. ભજન...માસવાર સૂચિત
૫. બૌધિક પ્રવચન...સદગુરુ કબીર સાહેબનું જીવન ચરિત્ર (ક્રમિક)
૬. બાળ માનસ પ્રેરિત બોધ કથા...માસવાર સૂચિત
૭. આરતી...જય જય સત્યકબીર
૮. શ્લોક...માસવાર સૂચિત
૯. જયઘોપ...ત્રિવાર બંદગી (સમૂહમાં)
૧૦. પ્રસાદ



# કબીર સાહેરના આશ્રમમાં અખંડ ભંડારો

ભગવાન વિષ્ણુ અને લક્ષ્મીજી ચર્ચા કરી રહ્યા હતા. ભગવાને કહ્યું "કબીર સાહેબ માયાથી પર છે.: મહામાયએ કહ્યું "મારી જાળમાંથી કોઇ પણ બચી શક્તું નથી" લક્ષ્મીજી સદગુરુને પોતાની જાળમાં ફસાવવા કાશી આશ્રમમાં પહોંચ્યા, સદગુરૂએ માયાને ઓળખીને તેનેપાછી જવા કહ્યું. લક્ષ્મીજીએ વરદાન માંગવા કહ્યું સદગુરુએ કહ્યું કે, આવશ્યકતા પડશે ત્યારેતમને અવશ્ય યાદ કરીશ." મહામાય પાછા ગયા. વારાણસીમાં વિરોધી બ્રાહ્મણોએ બદનામ કરવા માટે ષડયંત્ર રચ્યુ. બ્રાહ્મણોએ બધી જગ્યાએ સાહેબના નામથી નિમંત્રણ મોકલ્યું કે કાશી કબીર ચૌરા ઉપર પમદર દિવસ સુધી ભંડારો, દાન પ્રાપ્ત થશે. જ્યારે સાધુ-સંતો આશ્રમમાં જવા લાગ્યા ત્યારે સદગુરુને પંડિતોના ષડયંત્રનો ખ્યાલ આવ્યો, ત્યારે તેમણે મહામાયાને બધી વ્યવસ્થા કરવાનું કહી સ્વયં એકાંતમાં બેસી ગયા. કેશવ વણજારા રૂપે ભગવાન વિષ્ણુ તથા મહામાયા સેવામાં લાગી ગયા. પંદર દિવસ સુધી આનંદ છવાઇ ગયો. બધા સાહેબનો જયકાર કરવા લાગ્યા. સાધુઓએ પાછા ફરતી વખતે એકાંતમાં બેઠેલા સાહેબને જોઇને કહ્યું : "મહરત્માજી ! સાહેબને ત્યાં ભંડારો થઇ રહ્યો છે અને આપ અહિં બેઠા છો ? જ્યારે સદગુરુ આશ્રામમાં પહોંચ્યા ત્યારે લોકોએ સદગુરુ કબીર સાહેબનો જય-જયકાર કર્યો ત્યારે સદગુરુ નમ્રતાપૂર્વક બોલ્યા "ના કુછ કિયા ના કરિસકા, ના કરને જોગ શરીર ! જો કુછ કિયા સો સાહેબ કિયા, ભયે કબીર કબીર!!"



# શ્રી દ્વારકાપુરીમાં કબીર કોઠા

વિ.સં. ૧૫૦૫માં સદગુરુ પશ્ચિમ ભારતના ગુજરાત-સૌરાષ્ટ્રમાં સત્ય ભક્તિનો પ્રચાર કરતા દ્વારકાપુરી પહોંચ્યા. જ્યાં ભગવાન કૃષ્ણનું પ્રસિદ્ધિ મંદિર છે. દ્વારકાપુરી એક પવિત્ર તીર્તધામ છે. સાહેબ દ્વારકામાં હતા ત્યારે દરરોજ સદગુરુ દરિયા કિનારે ગોમતી નદીના સંગમ ઉપર રેતીમાં બેસીને યાજ્ઞાળુઓ - ભક્તોના હૃદયમાં ભક્તિ અને જ્ઞાનની ગંગા પ્રવાહિત કરી રહ્યાં હતા. સદગુરુના ઉપદેશમાં જ્ઞાન-ધ્યાનની ચર્ચા જનતામાં નવી જાગૃતિ લાવી. સદગુરુ જનતાને કામ, ક્રોધ, લોભ, આસક્તિ અને અહંકારને બદલે સેવા, પ્રેમ, દયા, દાન, ધ્યાન, વૈરાગ્ય અને નમ્રતા ધારણ કરવા અને પરમાત્માના સાક્ષાત્કાર માટે તૈયાર કરતા હતા. જે સ્થાન ઉપર બેસી સદગુરુ ઉપદેશ આપતા હતા તે સ્થાનનું સમુદ્રની લહેરોએ ક્યારેય ઉલ્લંઘન કર્યુ નથી. સદગુરુની સ્મૃતિમાં એ જ સ્થાન ઉપર "કબીર કોઠા" નું નિર્માણ થયું. જે આજે પણ સમુદ્રમાં ભરતી આવવા છતાં પણ રેતીમાં બનેલા કોઠા ઉપર ક્યારેય સમુદ્રની લહેર તેને લાંઘી શક્તી નથી.



# રાણી ઇન્દ્રમતિ ઊપર કૃપા

દ્રાપર યુગમાં સદગુરુ કરૂણામય સ્વામીના નામથી પ્રસિદ્ધ થયા. તે વખતે જુનાગઢમાં રાજા ચંદ્રવિજયનું શાસન હતું. એની રાણી ઇન્દ્રમતિ અત્યંત ભક્તિમતિ હતા. તે દરરોજ પાંચ સંતોને ભોજન કરાવ્યા પછી જ અન્ન જળ ગ્રહણ કરતા હતા. વર્ષો સુધી એનો નિયમ અખંડિત ચાલુ રહ્યો. પરંતુ એક દિવસ તેઓ સાધુ-સંતોની પ્રતીક્ષા કરતા રહ્યા! સંતના દર્શન ન થયા. કેટલાક દિવસો વીતી ગયા. રાણી પ્રણને કારણે નિરાહાર રહ્યા. સદગુરુ રાણીના પ્રણને જાણીને શિષ્યો સાથે ત્યાં પહોંચ્યા. સંતોને દૂરથી જોઇને રાણી ખૂબ પ્રસન્ન થયા, રાણીએ પોતાની દાસીને બોલાવવા મોકલ્યા. કરૂણામય સ્વામીએ દાસીને કહ્યું "જ્યાં સુધી રાણી સ્વયં પોતે આવને અમને નહી કહે, અમે મહેલમાં નહીં આવીએ ". આ સાંભળીને રાણી સ્વયં સદગુરુને બોલાવી લઇ ગયા, રાણીએ બધાને ભાવથી બેસાડી ભોજનનો આગ્રહ કર્યો. સદગુરુ એ કહ્યું " મારૂ શરીર દિવ્ય છે એને આહારની જરૂર નથી. આપ બીજા સંતોને ભોજન કરાવો " તે પછી રાણીએ જ્ઞાનોપદેશ માટે પ્રાર્થના કરી. કરૂણામય સ્વામી એ રાણીની ભકિત જોઇ દિવ્યજ્ઞાન નો ઉપદેશ આપ્યો. રાણી સદગુરુના શિષ્યા બન્યા.

# વિચાર બિંદુ

## ❁ સાચો આનંદ

એક માણસ એક સંત પાસે પોતાની જિજ્ઞાસા લઇને ગયો અને તેમને આગ્રહ કરવા લાગ્યો કે તેઓ એ જણાવે કે સાચા આનંદની પ્રાપ્તિ કેવી રીતે થઇ શકે ? સંત બોલ્યા, બેટા ! આજ કાલ હું થોડો વ્યસ્ત છું તું એમ કરે કે ત્રણ મહિના પછી મને મળવા આવજે ત્યારે હું તારા પ્રશ્નનો જવાબ આપીશ. ત્યાં સુધી તું એકાંત સેવન કરજે, સ્વાધ્યાય કરજે, અને પરમાત્મા વિશે ચિંતન-મનન કરજે.

યુવકના મનમાં તીવ્ર અભીપ્સા હતી એટલે તેણે સંતના આદેશનું અક્ષરઃ પાલન કર્યુ ત્રણ મહિના વીતી ગયા ત્યારબાદ તે સંતને મળવા ગયો અને તેમના ચરણો પકડીને રોવા લાગ્યો અને બોલ્યો મહારાજ ! તમે મારી આંખો ખોલી દીધી છે હું જ્યારથી એકાંતવાસી થયો છું સ્વાધ્યાયમાં ડૂબ્યો છું અને પ્રભુભક્તિમાં લીન થયો છું ત્યારથી સાચા આનંદના સાગરમાં ડૂબકી લગાવી રહ્યો છું હવે તો ભગવાન સિવાય બીજું કાંઇ દેખાતું નથી અને તેના સિવાય આ જગતમાં આનંદનો કોઇ બીજો સ્ત્રોત છે જ નહિ. સંત હસીને બોલ્યા પ્રશ્નનો જવાબ શબ્દોથી આપવો તો સહેલો છે પણ જે જ્ઞાન અનુભવથી પ્રાપ્ત થાય છે તે સાચા આનંદનો સ્ત્રોત હોય છે.

## ❁ ઇનામ

એક સંતે એક વિદ્યાલય શરૂ કર્યુ તેનો ઉદેશ્ય સંસ્કારી યુવક-યુવતીઓનું નિર્માણ કરવાનો હતો, એક દિવસ તેમણે પોતાની શાળામાં વકૃત્વ સ્પર્ધાનું આયોજન કર્યુ તેનો વિષય હતો “ પ્રાણી માત્રની સેવા ” નકકી કરેલા દિવસે સ્પર્ધા શરૂ થઇ. કેટલાય વિદ્યાર્થીઓ બોલવા માટે મંચ પર આવ્યા અને એક એકથી ચડિયાતું ઉદબોધન કરી ગયા પરંતુ જ્યારે ઇનામ આપવાનો સમય થયો ત્યારે સંતે એક એવા વિદ્યાર્થીને ઇનામ આપ્યું જેણે હરિફાઇમાં ભાગ જ ન હોતો લીધો આથી વિદ્યાર્થીઓ તથા કેટલાક શિક્ષકોને તીવ્ર અસંતોષ થયો. કેટલાકે તો સંતે કંઇક ખોટું કર્યાનો આરોપ પણ મૂક્યો.

તેમને શાંત પાડતાં સંતે કહ્યું “ વહાલા મિત્રો અને વિદ્યાર્થીઓ આ સંસ્થાના દરવાજે મેં એક ઘવાયેલી બિલાડી ને મુકાવી હતી તમે બધાએ દરવાજામાં થઇને અંદર આવ્યા છો, પરંતુ કોઇએ એ બિલાડી તરફ ધ્યાન ના આપ્યું એક આ વિદ્યાર્થી જ એવો હતો જેણે ત્યાં રોકાઇને બિલાડીનો ઉપચાર કર્યો અને તેને એને સુરક્ષિત

જગ્યાએ મૂકી આવ્યો. જેથી કૂતરાં તેને મારીના નાખે માત્ર સેવાની વાતો કરવાથી સેવા થતી નથી એ માટે દિલમાં જ આપી શકાય છે ફક્ત શબ્દોથી નહિ કોઈ મુખથી તો ગમે તેટલું સારું તથા પ્રભાવશાળી બોલે પરંતુ તે ઇનામ મેળવવાને લાયક હોતો નથી." જ્યારે સાચી વાતની ખબર પડી ત્યારે વિદ્યાર્થીઓ તથા શિક્ષકોનું માથું શરમથી ઝૂકી ગયું. તેઓ મનોમન પેલા વિદ્યાર્થીને વંદન કરવા લાગ્યા.

### ❁ સાચું સમર્પણ

ઋષિ સુદીર્ઘ શિષ્યોને સંબોધન કરી રહ્યા હતા તેમના પ્રવચનનો વિષય "અપરિગ્રહ" હતો. જિજ્ઞાસાવશ એક શિષ્યે પૂછ્યું કે ગુરુદેવ, બધું છોડી દેનારને પરમાત્મા બધું જ મેળવવાનો અધિકાર શા માટે આપે છે ?

ઋષિ સુદીર્ઘે ઉત્તર આપ્યો. "વત્સ, આ સૃષ્ટિ એ જ પરંપરાના આધારે ચાલે છે, નદી તમને જળ આપે છે, લેતી કશું નથી સૂર્ય તમને પ્રકાશ આપે છે લેતો કશું જ નથી. અહીં મારું કશું જ નથી એમ માનીને બધું પરમાત્માને સમર્પિત કરી દેનાર સર્વસ્વ નો અધિકારી બની જાય છે અને એની પર ખોટી રીતે આધિપત્ય સ્થાપવાનો પ્રયાસ કરનાર વ્યર્થ માત્ર અનાશક્તિ નથી પરંતુ પ્રભુ પ્રત્યે સાચું સમર્પણ પણ છે.

(ક્રમશ:)

મહંતશ્રી છગનદાસજી સાહેબ

સદગુરુશ્રી કબીર મંદિર

જેસાવાડા

# `સોનેરી સૂત્રો

૧. વિકટ સમયમાં જ માણસની પ્રામાણિતાની ખબર પડે છે.
૨. સંસારના પ્રપંચોમાં અટવાવાના બદલે અનાશ્યકત જીવન જીવવું એ જ મુક્તિનો માર્ગ છે.
૩. માન-અપમાનમાં સમાન રહેનાર જ સાચા સંત હોય છે.
૪. પ્રભુને સમર્પિત થઇને કરવામાં આવેલું કર્મ સહજપણે જ દિવ્ય બની જાય છે.
૫. પ્રેમથી કરવામાં આવેલું કાર્ય ક્યારેય બોજ બનતું નથી પણ કમનથી કરવામાં આવેલું કાર્ય જરૂર બોજ બની જાય છે.
૬. સમર્પણ ભાવથી અહંકારનો નાશ થાય છે.
૭. વિનમ્ર વ્યક્તિ સમાજના દરેક અવરોધને સરળતાથી પાર કરી શકે છે.
૮. માન-પ્રતિષ્ઠાનો અહંકાર તો મોટા મોટા ઋષિમુનિ, સંત-મહાત્માઓને ખાઇ જાય છે.
૯. ધર્મ માનવતાનો નિયોજક, સંયોજક અને વિકાસક છે.
૧૦. બધા જ ધર્મ સ્થાનો શ્રધ્ધા અને ભક્તિનાં કેન્દ્ર છે જેઓ આધ્યાત્મિક ભાવ દર્શાવે છે.
૧૧. સત્સંગ, વિવેક, મનની પવિત્રતા આદિમાં ધર્મદર્શન થઇ શકે છે.
૧૨. સમર્થમાં સમર્થ વ્યક્તિ પણ કોઇને કોઇ ક્ષેત્રમાં પામરતા ગ્રસ્ત હોય છે.
૧૩. જીવન કર્માધીન છે કર્મને કારણે જે મળે અને જેટલું મળે તે સ્વીકારી લેવું તેમાં જીવનની સાચી સમજણ છે.
૧૪. શ્રધ્ધામાં મુસીબતો આવે છે છતાં પણ સિધ્ધાંતોનું સંરક્ષણ કરવું પડે છે.
૧૫. અદ્રશ્યને જેઓ જોઇ શકે છે તેઓ જ અશક્યને આચરી જાણે છે.
૧૬. જે અદભુતતાઓને આપણે બહાર ખોજતા હોઇએ છીએ તે આપણે અંદર જ સમાયેલી હોય છે.
૧૭. ટીકા એ કીર્તિની કમાણી પરનો સામાજિક કર છે.
૧૮. સમસ્ત માનવજાતમાં પરિવર્તન લાવવાના વિચાર સહુ કરે છે પણ પોતાની જાતમાં પરિવર્તન લાવવાનો નહી.
૧૯. મનની વિશાળતા એ મનના ખાડા ટેકરા ને સપાટ બનાવવાનું પરિણામ છે.
૨૦. સાચુ શાણપણ દરેક દિવસની મૂલ્યવાન ક્ષણો વીણી લેવામાં રહેલું છે.
૨૧. હિંમતએ સીડી છે જેની પર થઇને બીજા બધા સદગુણો ચડે છે.
૨૨. માણસની આકરામાં આકરી મુસીબતો ત્યારે જ શરૂ થાય છે જ્યારે પોતે મનફાવે તેમ વર્તી શકે એમ હોય છે.
૨૩. મહાન આકાંક્ષાઓ સરજે છે મહાન માનવીઓને.
૨૪. પથ્થરની જે શિલા નબળા માણસોને નડતર રૂપ થઇ પડતી હોય છે તે દ્રઢનિશ્ચયી લોકોને માટે પગથિયારૂપ રહે છે.
૨૫. કોઇએ મહાપુરુષ બનવું જ પડે એવું નથી માત્ર માનવી બની રહેવું એ પણ જેવી તેવી સિધ્ધિ નથી.

(ક્રમશઃ)

શ્રી નટવરભાઇ સોલંકી
ગરબાડા

॥ સત્યનામ ॥

# આજીવન સભ્ય

| અનુ | આજીવન સભ્યનું નામ | ગામ | સંપર્ક મો. નંબર |
|---|---|---|---|
| ૧. | શ્રી ચીમનભાઇ આર. સંગાડા સાહેબ | વાંસિયા | ૯૪૨૬૦૮૫૫૩૪ |
| ૨. | શ્રી રમેશભાઇ આર. સંગાડા | વાંસિયા | ૯૯૭૯૫૨૨૭૮૧ |
| ૩. | શ્રી સુરસીંગભાઇ આર. સંગાડા | વાંસિયા | ૯૮૭૯૬૮૫૨૩૩ |
| ૪. | શ્રી માધુભાઇ ખુશાલભાઇ સંગાડા | વાંસિયા | ૮૭૫૮૭૦૯૨૯૬ |
| ૫. | શ્રી મહેન્દ્રભાઇ કાનજીભાઇ ગણાસવા | લીલવાસર | ૯૯૭૮૫૮૭૧૪૧ |
| ૬. | શ્રી પ્રકાશભાઇ રૂમાલભાઇ કટારા | ચીચાણી | ૯૮૭૯૪૩૬૩૨૧ |
| ૭. | શ્રી રમેશભાઇ સબુરભાઇ ખાંટ | ધાવડી ફળિયા | ૯૭૨૬૮૨૪૮૪૧ |
| ૮. | શ્રી જગદીશભાઇ ગલાભાઇ પલાસ | જરોર | ૯૯૧૩૮૧૦૪૦૪ |
| ૯. | શ્રી નારાયણભાઇ શીવાભાઇ સોલંકી | જેસાવાડા | ૯૬૩૮૨૪૧૭૮૮ |
| ૧૦. | શ્રી સંતશ્રી નિર્મલદાસજી સાહેબ | ભોજેલા | ૯૮૨૪૦૮૩૬૦૩ |
| ૧૧. | શ્રી ગોવિંદભાઇ દલાભાઇ પરમાર | ભોજેલા | ૯૪૨૭૦૫૬૬૩૮ |
| ૧૨. | શ્રી પ્રવીણભાઇ હીરાભાઇ ડામોર | બુગડ(સંત) | ૯૯૦૯૨૧૫૨૫૩ |
| ૧૩. | શ્રી અલ્પેશભાઇ લક્ષ્મણભાઇ માલ | ગવાડુંગરા | ૯૭૧૨૪૦૫૨૨૬ |
| ૧૪. | શ્રી તારસિંહભાઇ લાલુભાઇ તડવી | બાબરોલ | ૯૭૭૮૧૭૬૧૪૭ |
| ૧૫. | શ્રી જાલુભાઇ કલજીભાઇ પારગી | વાંગડ | ૯૪૨૬૩૩૯૯૮૮ |
| ૧૬. | શ્રી વેચાતભાઇ છગનભાઇ પરમાર | બોરીઆલા | ૯૬૮૭૪૪૯૫૯૩ |
| ૧૭. | શ્રી ભોપીનભાઇ નારણભાઇ કાંચીલા | ગાંગરડી | ૯૯૧૩૬૪૪૮૪૫ |
| ૧૮. | શ્રી નાનજીભાઇ નાથાભાઇ પરમાર | જેસાવાડા/અમદાવાદ | ૯૯૭૯૯૩૩૮૭૦ |
| ૧૯. | શ્રી મનુભાઇ કાળુભાઇ મકવાણા | દશલા/અમદાવાદ | ૯૮૨૫૪૮૩૫૩૨ |
| ૨૦. | શ્રી મહંતશ્રી દયાનંદદાસજી સાહેબ | કંબોઇ | ૯૮૭૯૧૪૩૨૩૩ |
| ૨૧. | મહંતશ્રી છગનદાસજી સાહેબ | જેસાવાડા | ૯૬૬૪૯૫૯૧૦૨ |
| ૨૨. | મહંતશ્રી જગદીશદાસજી સાહેબ | સુરત | ૯૬૩૮૭૭૭૬૩૮ |
| ૨૩. | શ્રી સુમનલાલ નાથાજી સોની | જેસાવાડા | ૯૪૨૮૦૨૮૯૮૮ |
| ૨૪. | શ્રી કનુભાઇ દલાભાઇ પરમાર | જેસાવાડા | ૯૮૭૯૮૨૪૯૬૫ |
| ૨૫. | શ્રી ભક્તશ્રી વિનોદદાસજી | રાછરડા | ૯૮૯૮૫૩૪૬૨૮ |
| ૨૬. | શ્રી અંબાલાલ છગનભાઇ હઠીલા | વરઝેર/અમદાવાદ | ૯૬૦૧૯૭૭૪૯૦ |
| ૨૭. | શ્રી મફતભાઇ મકનાભાઇ ડામોર | ખરસોડ | ૯૦૯૯૩૭૮૯૮૭ |
| ૨૮. | શ્રી તેરસીંગભાઇ દુબળાભાઇ વસૈયા | વાંસિયા | ૯૬૮૭૯૯૦૮૫૩ |
| ૨૯. | શ્રી દલસીંગભાઇ તેજાભાઇ પલાસ | વાંસિયા | ૯૭૧૨૦૪૪૬૬૫ |
| ૩૦. | શ્રી પ્રજ્ઞેશભાઇ મોહનભાઇ સંગાડા | વાંસિયા | ૯૭૨૬૪૬૭૨૦૬ |
| ૩૧. | શ્રી રાહુલભાઇ શાંતિલાલ સંગાડા | વાંસિયા | ૯૯૭૯૭૨૪૬૦૯ |
| ૩૨. | શ્રી ભરતભાઇ આર. ખાંગુડા | કરોડિયા/ફતેપુરા | ૯૭૨૭૯૪૭૫૮૯ |
| ૩૩. | શ્રી રમણભાઇ મતાભાઇ ડામોર | વાંસિયા | ૯૯૯૮૯૦૯૪૯૫ |
| ૩૪. | શ્રી વિનોદભાઇ તેરસિંગભાઇ બામણીયા | લીલવાસર | ૯૯૨૫૧૬૫૭૨૫ |
| ૩૫. | શ્રી માનસિંહ ભાભોર (ગુરુજી) | માંડલી | ૯૮૭૯૨૩૮૭૫૩ |
| ૩૬. | શ્રી ચંદ્રસિંહ આર. પારગી સાહેબ | મોરમહુડી/દાહોદ | ૯૪૨૬૩૭૫૪૧૩ |
| ૩૭. | શ્રી ભૂદેવભાઇ ડી. પરમાર સાહેબ | ભોજેલા/દાહોદ | ૯૪૨૮૧૨૯૧૭૩ |
| ૩૮. | શ્રી મહેશભાઇ બારીયા | દાહોદ | ૯૭૩૭૦૬૫૨૫૫ |
| ૪૦. | મહંતશ્રી પ્રિતમદાસજી સાહેબ | માંજલપુર, વડોદરા | ૯૪૨૭૮૩૭૮૨૧ |
| ૪૧. | શ્રી મહેશભાઇ ભુરસીંગભાઇ ભાભોર | કદવાળ | ૯૮૭૯૭૬૩૩૭૬ |
| ૪૨. | શ્રી રમેશભાઇ ભુરસીંગભાઇ ભાભોર | કદવાળ | ૯૯૭૯૩૭૩૧૦૨ |

॥ સત્યનામ ॥

# આજીવન સભ્ય

| અનું. | આજીવન સભ્યનું નામ | ગામ | સંપર્ક મો. નંબર |
|---|---|---|---|
| ૪૩. | શ્રી કનુભાઇ કલજીભાઇ ભાભોર | કદવાળ | ૯૮૭૯૬૨૮૯૨૧ |
| ૪૪. | શ્રી ફતેસિંહ ટીહાભાઇ નિસરતા | કદવાળ | ૯૮૭૯૪૯૧૭૩૯ |
| ૪૫. | શ્રી ભુરાભાઇ ચુનિયાભાઇ નિસરતા | કદવાળ | ૭૦૬૯૯૭૩૪૦૪ |
| ૪૬. | શ્રી દિનેશભાઇ નેવજીભાઇ નિસરતા | કદવાળ | ૯૦૧૬૬૪૨૩૩૯ |
| ૪૭. | શ્રી રવજીભાઇ ધર્માભાઇ ચારેલ | સંજેલી મુવાડા | ૯૯૨૫૬૫૬૩૫૩ |
| ૪૮. | શ્રી કાંતિલાલ રણછોડભાઇ સંગાડા | વાંસીયા | ૯૪૨૯૨૯૨૦૮૦ |
| ૪૯. | શ્રી પ્રેમજીભાઇ દીતાભાઇ રાઠોડ | ચાકીસણા | ૯૪૨૭૬૫૬૪૯૯ |
| ૫૦. | મહંતશ્રી નાનદાસજી સાહેબ | લીલવાસર | ૯૯૨૫૦૫૦૧૭૩ |
| ૫૧. | સંતશ્રી મગનદાસજી સાહેબ | સુખસર | ૯૪૨૮૫૪૬૨૪૭ |
| ૫૨. | શ્રીમતિ ભારતીબેન મોરારભાઇ ભુરિયા | ડુંગરી ઝાલોદ | ૯૯૭૮૭૮૮૮૦૫ |
| ૫૩. | શ્રી જયસિંગભાઇ લાખાભાઇ તાવિયાડ | દાહોદ (સીર) | ૯૯૭૮૫૭૪૧૨૨ |
| ૫૪. | શ્રી પ્રકાશભાઇ ટીટાભાઇ કટારા | લીલવાસર(દાહોદ) | ૯૪૨૯૩૭૯૭૬૧ |
| ૫૫. | શ્રી ચંદ્રસિંહ માનસિંહ બારીયા | તાજપુરી | ૯૪૨૬૪૨૩૭૪૫ |
| ૫૬. | શ્રી કાર્તિકકુમાર વીરસંગભાઇ ખાંટ | દાહોદ | ૮૧૪૧૫૨૧૦૮૦ |
| ૫૭. | શ્રી મંગળભાઇ શંકરભાઇ તાવિયાડ | દાહોદ | ૯૦૯૯૩૧૭૫૩૫ |
| ૫૮. | સાધુશ્રી સુર્યકાન્ત રામદાસજી સાહેબ | દાહોદ | ૯૯૦૯૭૩૪૯૭૭ |
| ૫૯. | શ્રી શાંતિલાલ મનસુખભાઇ ડાંગી | દાહોદ | ૯૬૩૮૬૩૦૫૬૧ |
| ૬૦. | શ્રી વિક્રમસિંહ નારસીંગભાઇ રાઠોડ | દાહોદ | ૯૯૭૯૧૫૭૯૯૧ |
| ૬૧. | શ્રી રાયસિંહ સવસિંહ બારીયા | દાહોદ | ૯૫૩૭૮૫૦૪૭૨ |
| ૬૨. | શ્રીમતિ કમળાબેન નિર્મલદાસ પરમાર | ભોજેલા | ૯૮૨૪૦૮૩૬૦૩ |
| ૬૩. | શ્રી જયેશભાઇ રૂમાલભાઇ બામણીયા | મોટીરેલ | ૯૪૨૬૭૪૮૯૩૦ |
| ૬૪. | શ્રી ચીમનભાઇ રૂમાલભાઇ બામણીયા | મોટીરેલ | ૯૪૫૭૦૫૭૫૧૨ |
| ૬૫. | શ્રી વિક્રમભાઇ નાનાભાઇ બામણીયા | મોટીરેલ | ૯૯૭૮૧૭૬૫૧૫ |
| ૬૬. | શ્રી સુરેશભાઇ ગલજીભાઇ માલીવાડ | લવારા | ૮૧૪૧૭૫૧૦૧૮ |
| ૬૭. | શ્રી લાલાભાઇ રતનભાઇ સોલંકી | જેસાવાડા | ૯૯૭૯૫૧૮૭૩૪ |
| ૬૮. | શ્રી નટવરભાઇ શીવાભાઇ સોલંકી | ગરબાડા | ૯૪૨૬૦૪૬૧૫૫ |
| ૬૯. | શ્રીમતિ દલીબેન જાલુભાઇ પારગી | વાંગડ | ૯૪૨૬૩૩૯૯૮૮ |
| ૭૦ | મહંતશ્રી સુમરણદાસજી સાહેબ | કેલીયા | ૯૯૭૯૩૫૬૪૦૧ |
| ૭૧ | શ્રી બાબુભાઇ ખુમાનભાઇ ડાંગી | નિમેવરોડ | ૯૪૨૯૮૪૫૫૮૧ |
| ૭૨ | શ્રી ભુરસિંગભાઇ કોયાભાઇ સંગાડા | મોલી | ૯૯૭૮૦૧૦૯૪૧ |
| ૭૩ | શ્રી સેવાદાસ સમસુભાઇ બારીયા | મોલી | ૯૦૯૯૬૨૦૭૧૩ |
| ૭૪ | સાધુશ્રી ખુમાનદાસ ગવજીદાસ | સાગડાપાડા | ૯૯૭૮૨૪૦૦૩૭ |
| ૭૫ | શ્રી પ્રવિણભાઇ ચીમનભાઇ શાહ | અમદાવાદ | ૯૯૦૯૯૫૫૨૬૭ |
| ૭૬ | મહંતશ્રી સર્વજ્ઞમુની સાહેબ | વેજલપુર-વલસાડ | ૯૭૨૪૭૮૨૮૪૮ |
| ૭૭ | શ્રી નલીકાન્ત માલજીભાઇ બારીયા | વાવડીબુઝર્ગ-ગોધરા | ૯૮૨૫૯૫૩૫૧૩ |
| ૭૮ | શ્રી જીજ્ઞેશકુમાર ચંદુભાઇ પરમાર | ભોજેલા | ૯૬૨૮૪૮૦૯૧૦ |
| ૭૯ | શ્રી મહેશભાઇ ધીરાભાઇ પરમાર | ભોજેલા | ૮૨૩૮૧૦૬૪૭૩ |
| ૮૦ | શ્રી રતનભાઇ વરસીંગભાઇ પરમાર | ભોજેલા | ૯૪૨૮૬૦૦૩૦૦ |
| ૮૧ | શ્રી છગનભાઇ અખેરામ રાવલ | ડાકોર | ૮૨૩૮૯૯૭૮૨૫ |
| ૮૨ | શ્રી જયરામભાઇ અખેરામ રાવલ | ગોધરા | ૯૯૨૫૭૯૯૮૦૯ |
| ૮૩ | શ્રી નાથુભાઇ વાલાભાઇ તડવી | ગોધરા | ૯૮૭૯૦૨૦૨૫૦ |
| ૮૪ | શ્રી માલાભાઇ આર. બરજોડ | ગોધરા | ૯૯૭૯૮૫૧૨૯૪ |
| ૮૫ | ડૉ. એલ.એમ. ચંદાણા સાહેબ | ગોધરા | ૯૯૨૫૪૨૮૧૮૧ |

॥ સત્યનામ ॥

| અનું. | આજીવન સભ્યનું નામ | ગામ | સંપર્ક મો. નંબર |
|---|---|---|---|
| ૮૬ | શ્રી પ્રતાપસિંહ ગુલાબસિંહ બારીયા | ખુદરા | ૯૯૦૯૭૭૦૯૯૮ |
| ૮૭ | શ્રી મારૂતસિંહ ઉદેસિંહ બારીયા | ખુદરા | ૯૯૭૯૧૮૭૫૯૯ |
| ૮૮ | શ્રી મનુભાઇ લાલાભાઇ બામણીયા | ગોધરા | ૯૪૨૯૯૪૫૨૬૩ |
| ૮૯ | શ્રી ભારતસિંહ કાનજીભાઇ મકવાણા | વિજાગઢ | ૯૭૧૨૦૨૭૨૨૨ |
| ૯૦ | શ્રી મનસુખભાઇ ખાતરાભાઇ હઠીલા | ચંદલા | ૯૯૭૯૦૬૬૫૯૧ |
| ૯૧ | શ્રી નિલેશકુમાર ચંપાલાલ દરજી | જેસાવાડા | ૭૬૦૦૪૩૪૧૯૯ |
| ૯૨ | શ્રી છગનભાઇ વાલાભાઇ મકવાણા | રાછરડા | ૯૯૯૮૫૯૯૫૨૨ |
| ૯૩ | શ્રી જિજ્ઞેશભાઇ ભરતભાઇ ડોડિયાર | ચાકીસણા | ૯૭૨૭૯૭૫૩૩૪ |
| ૯૪ | શ્રી રાયસિંગભાઇ ગુલાબસિંગભાઇ પરમાર | છાવડ | ૮૨૩૮૫૭૨૦૨૫ |
| ૯૫ | શ્રી જયદિપકુમાર તેજાભાઇ બિલવાળ | વાંસિયા | ૯૭૭૩૪૬૪૦૭૬ |
| ૯૬ | શ્રી ગિરધરલાલ કે. વાળંદ | ગાંગરડી | ૯૯૨૫૪૨૬૧૩૯ |
| ૯૭ | શ્રી સમીરભાઇ કનુભાઇ ચાવડા | રાછરડા | ૮૯૮૦૩૭૮૫૧૩ |
| ૯૮ | શ્રી રમણભાઇ કે. તલાર | ગાંધીનગર | ૯૫૮૬૪૭૬૫૩૨ |
| ૯૯ | શ્રી માનસિંહભાઇ વેજાભાઇ પારગી | ખેડાયા | ૯૮૨૫૫૦૬૨૭૪ |
| ૧૦૦ | શ્રી બાબુભાઇ મોહનભાઇ હઠીલા | ચંદલા | ૯૯૯૮૭૯૪૨૦૫ |
| ૧૦૧ | શ્રી કનુભાઇ વાલાભાઇ નોકમ | રાછરડા | ૯૯૯૮૦૧૪૭૫૯ |
| ૧૦૨ | શ્રી સવજીભાઇ વેલજીભાઇ ચારેલ | ગોધરા | ૯૯૭૮૨૩૯૪૧૨ |
| ૧૦૩ | મહંતશ્રી રામચંદ્રદાસજી સાહેબજી | મોટીરેલ | ૯૯૭૮૯૯૧૪૯૦ |
| ૧૦૪ | શ્રી સુખલાલભાઇ ડી. પરમાર | ભોજેલા | ૬૩૫૨૬૩૬૯૬૫ |
| ૧૦૫ | શ્રી દેવદત પ્રભુદાસ તાવિયાડ | સંતરામપુર | ૬૩૫૦૧૩૮૪૧૧ |
| ૧૦૬ | શ્રી હરીશભાઇ કનુભાઇ ચાવડા | ગાંગરડા | ૬૩૫૧૨૨૧૩૩૦ |

॥ સત્યનામ ॥

# સદ્ગુરુ કબીર જ્ઞાન બાલ સંસ્કાર અને સત્સંગ કેન્દ્ર

## જીલ્લા સમિતિ

| અનું. | તાલુકા | જીલ્લા સભ્યનું નામ | ગામ | સંપર્ક મો. નંબર |
|---|---|---|---|---|
| ૧. | દે.બારીયા | મહંતશ્રી ધનેશ્વરદાસજી સાહેબ | દેવબારીયા | ૭૫૬૭૮૮૨૯૧૭ |
| ૨. | ફતેપુરા | સંતશ્રી નિર્મલદાસજી સાહેબ | ભોજેલા | ૯૮૨૪૦૮૩૬૦૩ |
| ૩. | સંતરામપુર | શ્રી મહેન્દ્રભાઇ ગણાસવા | લીલવાસર | ૯૯૭૮૫૮૭૧૪૧ |
| ૪. | લીમખેડા | સંતશ્રી હરીનારાયણ સાહેબ | પસાયતા | ૯૫૧૨૧૬૦૭૫૭ |
| ૫. | સંજેલી | શ્રી સુરસિંગભાઇ સંગાડા | વાસીયા | ૯૮૭૯૬૮૫૨૩૩ |
| ૬. | ઝાલોદ | શ્રી પ્રેમજીભાઇ રાઠોડ | ઝાલોદ | ૯૪૨૭૬૫૬૪૯૯ |
| ૭. | ધાનપુર | મહંતશ્રી વિમલદાસજી સાહેબ | ગુમલી | ૯૭૧૨૩૯૦૦૭૮ |
| ૮. | દાહોદ | શ્રી મહેશભાઇ બારીયા | દાહોદ | ૯૭૩૭૦૬૫૨૫૫ |
| ૯. | ગોધરા | મહંતશ્રી ગોકુળદાસજી સાહેબ | લાડપુર | ૮૯૮૦૪૧૧૫૧૬ |
| ૧૦. | મોરવા(હ) | શ્રી ચંદ્રસિંહ બારીયા | તાજપુરી | ૯૪૨૬૪૨૩૭૪૫ |
| ૧૧. | ગરબાડા | શ્રી નારાયણભાઇ સોલંકી | જેસાવાડા | ૮૧૪૦૧૪૬૭૭૭ |
| ૧૨. | રણધીકપુર | મહંતશ્રી ચંદનદાસજી સાહેબ | રણધીકપુર | ૯૯૦૯૮૫૦૮૫૪ |
| ૧૩. | ઘોઘંબા | શ્રી મોહનભાઇ ઝવરાભાઇ પટેલ | રીછવાણી | ૯૪૨૬૭૪૮૯૪૭ |

## તાલુકા સમિતિ

| અનું. | તાલુકા | જીલ્લા સભ્યનું નામ | ગામ | સંપર્ક મો. નંબર |
|---|---|---|---|---|
| ૧. | ફતેપુરા | શ્રી સોમદાસજી જોખનાભાઇ પારગી | કરમેલ | ૯૪૨૭૬૫૮૫૯૬ |
| ૨. | દે.બારીયા | મહંતશ્રી બાલકદાસજી સાહેબ | કેલીયા | ૯૯૦૯૫૩૪૭૪૧ |
| ૩. | સંતરામપુર | શ્રી ધનાદાસજી પરમાર | લીલવાસર | ૯૯૭૮૨૮૦૧૩૨ |
| ૪. | લીમખેડા | શ્રી છત્રસિંહ રતનદાસ | અગારા | ૯૭૨૬૩૮૩૬૪૪ |
| ૫. | સંજેલી | શ્રી દલસિંગભાઇ તેજાભાઇ પલાસ | વાસીયા | ૯૭૧૨૦૪૪૩૩૫ |
| ૬. | ઝલોદ | શ્રી નરસિંહભાઇ એમ. ડાંગી | વરોડ | |
| ૭. | ધાનપુર | સંતશ્રી દયાળદાસજી સાહેબ | વેડ | ૯૦૯૯૧૩૦૬૬૯ |
| ૮. | દાહોદ | ભક્તશ્રી વિનોદદાસજી સાહેબ | રાછરડા | ૯૮૯૮૫૩૪૬૨૮ |
| ૯. | ગોધરા | મહંતશ્રી રાજેન્દ્રદાસજી સાહેબ | ભામૈયા(પૂર્વ) | ૯૯૯૮૪૮૫૩૧૯ |
| ૧૦. | મોરવા(હ) | મહંતશ્રી મહાવીરદાસજી સાહેબ | રામપુર(ક) | ૯૯૭૯૨૧૮૫૮૪ |
| ૧૧. | ગરબાડા | શ્રી વેચાતભાઇ પરમાર | બોરીયાલા | ૯૬૮૭૪૪૯૫૯૩ |
| ૧૨. | રણધીકપુર | સંતશ્રી પ્રભુદાસ સાહેબ | મોટા આંબલીયા | ૮૨૩૮૫૧૪૪૬૧ |



કબીર પંથ સેવા ટ્રસ્ટ આયોજિત સાલીયા કબીર મંદિરે ચિંતન બેઠકમાં પ.પૂ.મહંતશ્રી ૧૦૮ ઋષિકેશદાસજી સાહેબ માર્ગદર્શન આપતા જણાય છે.

સાલીયા કબીર મંદિરે ચિંતન બેઠકમાં ટ્રસ્ટી મંડળ તથા ટ્રસ્ટની વિવિધ સમિતિના સભ્યશ્રીઓ જણાય છે.





સાલીયા કબીર મંદિરે ચિંતન બેઠકમાં મા.શ્રી ચીમનભાઇ સંગાડા સાહેબ માર્ગદર્શન-અભિપ્રાય આપતા જણાય છે.



કબીર પંથ સેવા ટ્રસ્ટ આયોજિત સાલીયા કબીર મંદિરે ચિંતન બેઠકમાં પ.પૂ.મહંતશ્રી ૧૦૮ ઋષિકેશદાસજી સાહેબ માર્ગદર્શન આપતા જણાય છે.

સાલીયા કબીર મંદિરે ચિંતન બેઠકમાં ટ્રસ્ટી મંડળ તથા ટ્રસ્ટની વિવિધ સમિતિના સભ્યશ્રીઓ જણાય છે.





સાલીયા કબીર મંદિરે ચિંતન બેઠકમાં મા.શ્રી ચીમનભાઇ સંગાડા સાહેબ માર્ગદર્શન-અભિપ્રાય આપતા જણાય છે.



સાલીયા કબીર મંદિર ચિંતન બેઠકમાં દીપ પ્રગટ્ય કરતા પ.પૂ. મહંતશ્રી મનહરદાસજી સાહેબ, પ.પૂ.મહંતશ્રી વિશ્રામદાસજી સાહેબ, પ.પૂ.મહંતશ્રી શાસ્ત્રી કમલેશદાસજી સાહેબ, પ.પૂ.મહંતશ્રી ઋષિકેસદાસજી સાહેબ, પ.પૂ.મહંતશ્રી દયાનંદદાસજી સાહેબ તથા પ.પૂ.મહંતશ્રી ધનેશ્વરદાસજી

સાલીયા કબીર મંદિરે ચિંતન બેઠકના પ્રમુખ શ્રી પ.પૂ.મહંતશ્રી ૧૦૮ મનહરદાસજી સાહેબ માર્ગદર્શન આપતા જણાય છે.





સાલીયા કબીર મંદિરે ચિંતન બેઠકમાં માર્ગદર્શન સાંભળતા ભાવિક સંતો તથા ભક્તજનો જણાય છે.